# મહાન પારસી પૂર્વજો

## હિંદુસ્તાનમાં થઇ ગયલા કીર્તીવંત પારસી પૂર્વજોની જીંદગીની કથા.

(વૉલ્યુમ પહેલું).

કર્તાઃ-સિયાવશ-હો. ઝાબવાળા.

મુંબઈ.

સન ૧૯૨૪

# ફ્રામજી કાવશજી બનાજી.

કાદસીયાની લડાઇ પછી ઇસ્લામીઓના જુલમમાથી છુટવા પારસીઓ ઇરાનથી આવી દીવ બદરે ઉતરી સજાણ ખાતે પોતાનો મુકામ નાખ્યો અને તે સર્વેને ભલા અને પ્રતાપી હિંદુ રાજા જાદી-રાણાએ હિંદ માતૃભૂમિમા તેમને વસવાટ કરવા દેવાની પરવાનગી આપી એ સૌ ખરા તવારીખી બનાવો તરીકે આજ સુધી પારસી ફીરકામા જળવાયલું રહેલુ છે, અને તે ઉપર હવે વધુ ચુનો-ચેરા કરવામાં આવતી નથી, એટલે પારસીઓના અત્રે આવવા પછી તેમની તવારીખ ગુજરાતના પ્રદેશ કે જ્યા તેઓમાના ઘણાકે વાસો કર્યો હતો ત્યાથી શરૂ થાય છે આ મહાન પારસીઓમાં જેટલાની તવા-રીખ નોંધાઇ છે તે સર્વે પારસી કીર્તીના ગોયા સ્થભ મીસાલ થઇ ગયા છે આગળ વધીને કહીશુ તો પારસી કોમને પાછી નીસ્તીમાથી હસ્તીમા લાવવા આ સઘળા માનવત પૂર્વજોએ કશુ પણ કરવામા બકાત રાખ્યુ ન હતું આ પારસીઓથી હિંદિવાન પારસીઓની તવારીખની શરૂઆત થાય છે

હિંદ દેશમાં ઉતરેલા પુરાણા પારસી વડવાઓ.

એ પારસીઓમા કેટલાકો ધધાધાપા, વેપાર વણજમા, કેટલાકો લડાયક કુશળતામા અને બીજાઓ રાજ્યદવારી કારોબારમા એટલા તો આગળ વધેલા હતા કે તેઓ પારસીઓ ઉપરાત ખુદ સામાન્ય હિંદિ પ્રજાનુ પણ ભલું કરી ગયા હતા જ્યારે ઇસ્ટ ઇન્ડીઆ કપનીનું રાજ્ય અત્રે સ્થપાયુ હતુ ત્યારે તેઓએ હિંદી પ્રજાની બનાવટમા પણ ગોયા એક રીતનો ભાગ ભજવ્યો હતો કે જેની શાહદત આજ સુધી જુનાપુરાણા લેખો તેમજ અગ્રેજી અને બીજી ભાષામા લખાયેલી કીતાબોમા જળવા-યલી રહેલી છે સુરત ખાતે કપનીએ પહેલ વ્હેલી પોતાની કોઠી સ્થાપી

હતી એટલે ત્યા આજ સુધી પણ જુનીપુરાણી પારસી ઇમારતો યા પારસી હસ્તકના ખડીએરો તથા મુલ્લાફીરોઝ ખડકી અને હાલ જ્યા મીશન સ્કુલો છે તેમજ નવાબ સાહેબનું મકાન છે, અને કીલ્લો કે જ્યા આગળ હાલ કોર્ટ ભરાય છે એ વિગેરે લત્તાઓની જો તપાસ લેવામા આવે અને ત્યાના પુરાણા આદમીઓની દંતકથા સાભળવામા આવે તો કપનીના જમાનામા પારસીઓએ જે શુરાતનપણુ, જે કીરતી અને જે નામદારી મેળવી હતી તેનો છાપ આપણા મગજપર પડયા વગર રહે નહિ

આજેબી કેટલાક પારસી ખાનદાનો કે જેઓએ મુબઇમા વસવાટ કર્યો છે તેઓની અસલ ઓલાદ અને તેઓએ બજાવેલા કીર્તીવત કામો કે જેના પ્રતાપે આજ સુધી તેમના વશવેળાઓ પરવરદેગારની મહેરથી સુખ ચેનમા છે, તેઓ મોજુદ છે જ્યારે મુબઇનો ટાપુ ૧૬૬૨ મા અગ્રેજોના હાથમા આવ્યો અને આ માછીમારના ગામડામા પહેલ વહેલી અગ્રેજ કપનીએ વસવાટ કર્યો ત્યારે તેમની સાથે પણ પારસીઓ ગુજરાતના જુદા જુદા ભાગોમાથી આવ્યા હતા અને કમ્પનીને અનેક પ્રકારની મદદ આપી હતી આ પારસી ખાનદાનોમા વાડીયાવાળાએ, પટેલ ખાનદાન, બનાજી વિગેરે કુટુબોએ બહુ અગત્યનો ભાગ ભજવ્યો હતો પુરાણી ઇસ્ટ ઇન્ડીઆ કપનીના લેખોમા તેમની સેવાઓની જાબજા સ્તુતી કરવામા આવી છે વળી એજ રીતે જ્યારે મુસલમાનો હિંદુઓ ઉપર ચઢાઇ કરતા ત્યારેપણ હિંદુઓ તરફથી અને જ્યારે લુટારાઓ લુંટ પાડતા ત્યારે બીનપનાહવાળા લોકો તરફથી પારસીઓ અનેક વેળા લડવા ઉતરતા

ફરામજી કાવસજી બનાજીના જમાના છેક ૧૭૫૦ થી શરૂ થાય છે એટલે કે તે વેળાએ બ્રીટીશ લોકોએ હજી પ્લાસીની લડાઇ લડીને હિન્દુસ્તાનમા રાજ્ય સ્થાપનાની શરૂઆતબી નહિ કરી હતી તે જમાનામા મુબઇ કે જ્યા આગળ ફરામજીએ પોતાની નામના વધારી તેમજ પોતાની દોલત એકઠી કરી હતી તે હાલની રચનાનો સોમો ભાગ દર્શાવતુ ન હતુ પારસીઓમા તે વખતે નામીચા પુરૂષ સર જમશેદજી જીજીભાઇ હતા કે જેઓ સર નાઇટનો ખેતાબ

બનાજી ખાનદાનના જમાના

વટીક પામ્યા ન હતા રાજ્ય હકુમત પણ પોરચુગીઝ, સીદીલોક, અગ્રેજ લોક, મરાઠાલોક વિગેરેમા વહેચાઇ ગઇ હતી. જે પહેલ વહેલા પારસીઓ મુબઇમા આવી વસેલા તેઓ ખુદ અગ્રેજલોકો કરતા પણ અગાઉથી આવેલા જેઓમા ખરશેદજી પહોચાજી પાડે કે જેવણ મહેરવાનજી ફરામજી પાડે જેઓનુ નામ પાડેની ધર્મશાળા સાથે સદાનું જોડાયેલુ છે, તેમના વડવા હતા તેઓનું નામ જણાય છે એજ રીતે પટેલ ખાનદાનના વડા સ્થાપક દોરાબજીના ભાઇનું નામ પણ જણાય છે કે જેઓને પોર્ટુગીઝ સરકારે દેશીઓ સાથના રાજ્યદવારી વિગેરે ખટપટી કામમા રોકેલા હતા એમના બેટા રુસતમજી પણ એ જાતનું કામ અગ્રેજ લોકના લાભમા કરતા હતા આ રુસતમજીએ જજીરાના સીદીઓ સામે મુબઇનો બચાવ કરવા અર્થે સરકારને પોતાની સેવા અર્પણ કરી હતી પાછળથી એમને મુબઇના પટેલનો ઇલકાબ મળ્યો હતો

**બનાજી ખાન-દાનના સ્થાપક**

ત્યારબાદ બનાજી ખાનદાન આપણુ ખાસ ધ્યાન રોકે છે આ ખાનદાનનુ નામ તેના મૂળ સ્થાપક બનાજી લીમજી ઉપરથી પડયુ છે. પહેલા બનાજી મૂળ સુરત આગળ આવેલા ભગવાદાડી ગામમા જન્મ્યા હતા સુરત-માથી કોઠી જ્યારે ઉપડી ગઈ અને અગ્રેજલોકોનો વસવાટ તેમજ વેપાર મુબઇ તરફ સ્થાયો ત્યારે ૧૬૯૦ મા બનાજી મુબઇ ખાતે આવ્યા ઇસ્ટ ઇન્ડીઆ કપનીમા એમને કઇ વેપારી નોકરી મળી પણ પાછળથી નોકરી પસદ પડી નહિ, કારણ કે પોતે સાહસીક અને આપબળથી વધવાની ઉમેદ રાખતા હોવાથી પાંચપચીસ રૂપરડીની નોકરી કરવી ગમે નહિ અને પોતાના જોખમે સ્વતત્ર વેપાર વણજમા ઝપલાવ્યું તે જમાનામા ચીન, બરમા, સીઆમ, વિગેરે મુલકો સાથે અફીણ, રેશમ, વિગેરે વસ્તુનો ધમધોકાર વેપાર ચાલતો. ગામઠી વહાણોમાં આ સર્વ માલ ભરાઇ આવતો અને જતો છ મહીને, બાર મહીને, વહાણો આવે ને જાય પણ લખ્ખો અને કરોડોની દોલત આ પ્રમાણે સાહસીક વેપારીના હાથમા આવતી અને તેવી રીતે શરૂઆતથી પારસીઓ પાસે દોલત ઘણી વધી ગઇ. બનાજી લીમજી તેમાનાઓ

ભાગ્યશાળી નર હતા તેવણે પહેલ વહેલો બ્રહ્મદેશ સાથે પોતાનો વેપાર શરૂ કરવા અર્થે ખુદ ત્યા વહાણ મારફતે ઘણીક હાડમારી વેઠીને ગયા હતા તે વેળાએ બ્રહ્મદેશમા અગ્રેજ લોકોનો હક્ક ઘણાકો હતો નહિ અને જગલી ઝનુની લોકો તેમજ તેવા રાજા રહેતા હતા બ્રહ્મદેશનો સમાગમ અગ્રેજો સાથે છેક ૧૮૨૫ ના સાલમા લૉર્ડ ઍમહર્સ્ટએ શરૂ કર્યો હતો. બ્રહ્મદેશમા તે વખતે સાગનુ લાકડુ, કીનખાબ, અને ચોખા તેમજ હાથી દાત પુષ્કળ મળતા હતા, માત્ર તેમને લાવવા લઇ જવાની કઠણાઇ હતી, છતા પહેલા બનાજીએ આ સાહસ માથે ઉપાડયો હતો અને તેમા સપુર્ણ ફતેહ પામ્યા હતા વળી પારસી દીલગુરદો અવલથી બહુ સખાવતી એટલે બનાજીએ જે બધી દોલત ભેગી કરેલી તેમાથી તેવણે કેટલોક ભાગ પરગજુ કામમા રોકયો હતો બનાજીના પહેલા વહેલા સાહસમાથી તેમને એકદમ સફળતા મળી નહિ એટલે બરમા ખાતેથી વ્હેલા પાછા ફરીને પોતે કપનીના રાજ્યમા પાછા જોડાયા હતા પછીથી તેવણે ઘણી દોલત ભેગી કરી હતી એમાથી તેવણે કોટમા એક આદરીયાન બધાવેલુ હતુ કે જે આજ સુધી હૈયાત છે પહેલા બનાજીએ જે ખાનદાની કીર્તીનો પાયો રચ્યો હતો તે ખુદ ફરામજી કાવસજી જેઓ આપણી તવારીખના નાયક છે તેઓએ તેને મજબૂત બનાવ્યો હતો

પહેલા બનાજીના દીકરાના દીકરા દાદાભાઈ બહેરામજી કરીને હતા

**બનાજીના દીકરાના દીકરા શેઠ દાદાભાઇ**

તેવણ ૧૮૦૦ અગાઉ પહેલ વહેલા કલકત્તા ખાતે વેપાર અર્થે ગયા હતા કલકત્તામા તે વખતે જેટલો સસાર સુધારા માટે રાજારામ મોહન-રાયની ચળવળથી જાગૃત થયેલો જુસ્સો વ્યાપી રહેલો હતો તેટલોજ વેપારી જુસ્સો પણ હતો અને તે વખતે બગાલી શાહુકારો પાસે લખો ને કરોડોની પૂજી હતી અને બગાળ મોગલ શહેનશાહોના વડપણ નીચે હતુ. આજેપી કલકત્તાની અદર મારવાડી શાહુકારો છે કે જેઓએ બ્રીટીશ સરકારને કરોડોની લોન ભરી આપી છે. પણ હજી સુધી પારસી વેપારી ત્યા મોટી સખ્યામા જીપલાયા નથી ત્યારે તે જમાનામાં એક તદન નવતરા પારસીએ કલકત્તામા સ્વતત્ર રીતે વેપારી પેઢી ખોલી હતી તેની અદર કેટલી બાહોશી અને સાહસ જોઇએ તે સમજી શકાય એવુ છે

આ દાદાભાઇએ પોતાના વેપારી વહાણો વટીક બાંધ્યા હતા જેમાના એકનુ નામ "કારટીયર" કરીને રાખ્યુ હતું બંગાળમા તે વખતે સાની કોઠીનો ગવરનર મી કારટીયર કરીને હતો કે જેણે આ દાદાભાઇ બહેરામજીને અગત મદદ આપી હતી અને વેપાર વણુજ ચલાવવામા સગવડ કરી આપી હતી પાછળથી કારટીયર અને દાદાભાઇ વચ્ચે બહુ ધાડી મહોબત બાઝી હતી દાદાભાઇએ બહુ દોલત મેલવેલી કારણ કે પાસે ને પાસે બરમા તેમજ ચીનના દેશ હતા પારસી વહાણુ બાંધનારાઓ ગણુત્રીનાજ થઇ ગયા છે, જેઓમા હીરજી અને મંચેરજી રેડીમની, લવજી નસરવાનજી વાડીયા કે જેઓ પાછળથી વાડીયાના નામે ઓળખાતા, જમશેદજી જીજીભાઇ, વિગેરે હતા તેઓમા આ દાદાભાઇ એક હતા

આ દાદાભાઈ વિષે અત્રે જણાવવુ જોઇએ કે તેઓ બનાજી લીમજીના ત્રણુ બેટાઓ જેઓમાના સૌથી વડા બહેરામજી હતા તેમના પાંચ બેટાઓમાના ત્રીજા હતા. છેલ્લા કાવસજી હતા કે જેઓ ફ્રરામજીના પિતા થતા હતા બહેરામજી પોતાના બાપની પેઢીમા ૧૭૩૪ માં જોડાયા હતા અને દાદી નશરવાનજી જેઓ પાછળથી દાદીશેઠને નામે ઓળખાતા હતા તેમને મુંબઈ લાવી વેપાર વણુજમા મદદ કર્તાં આ બહેરામજી હતા બહેરામજી અને દાદીશેઠ દુબાશ વિગેરેનું સ્ટીમરને લગતુ કામ બહુ મોટા પાયાપર કરતા હતા બહેરામજી ૧૭૫૩ મા ગુજરી ગયા હતા તેઓ પારસી પંચાયતના વડા શેઠીઆ હતા પંચાયત પહેલવહેલા એમના બાવા બનાજીના વખતમા સ્થાપન થયલી હતી જેના તેઓજ પહેલા પ્રમુખ હતા દાદી શેઠનુ કુટુમ્બ જેટલુ બહેરામજી બનાજીને આભારી છે તેટલુ બીજા કોઇપણ કુટુમ્બને નહિ હશે પાછળથી એજ દાદી નશરવાનજીએ ફ્રરામજી કાવશજીને મોટો ટેકો આપ્યો હતો અને ધંધા ધાપા વિગેરેમા તેમના અને બનાજી કુટુમ્બીઓના મોટા ખેરખાહ અને મદદગાર હતા

હવે આપણે બનાજીના સૌથી નાના બેટા કાવશજી વિષે થોડુક જોઇશુ

ફ્રરામજીના બાવા કાવસજી.

કાવશજીને "કાવશજી બાવા"ને નામે સૌ ઓળખતા હતા કાવશજી ઘોઘા બંદર સાથે બહુ મોટો વેપાર ચલાવતા હતા ઘોઘા તે વખતે ગુજરાતનું મુખ્ય વેપારી મથક હતુ એથી કરીને કાવશજીને ઘોઘાના કરીને કહેતા

વળી એમ પણ કહેવાય છે કે કાવસજી બાવાનો અવાજ બહુ ઘોઘારી હતો તેથીબી એમને ઘોઘા કરીને કહેતા હતા. વળી બીજી વાત એમ છે કે એક વખતે કાવસજી અને એક અંગ્રેજને તકરાર જાગી કાવસજી બાવાનો પીત્તો ઉછલતા તેવણે પેલા અંગ્રેજને કેસરી પાક જમાડીને દુકાનપરથી "Go! Go" એમ કરીને ઉતાર્યો. તેથી કાવસજીને મસ્કેરીમા ઘોઘો કરીને કહેતા આ અટક બનાજીવાળા-ઓની તરીકે લાબો વખત સુધી ચાલી હતી કાવસજીએ પોતાના બાવાના મરણ બાદ પોતાના ભાઇઓ સાથેજ વેપાર ચલાવ્યો હતો, પણ પાછળથી ભાજગડ પડયાથી બજારગેટ સ્ટ્રીટમા એક મોટા પાયાપર અગ્રેજી સામાન વેચવાની દુકાન કાઢી હતી જેમા એમનુ બહુ ધીકતું હતુ બજારગેટમા તે વખતે અગ્રેજી દારૂ અને ખોરાકી વગેરેની ઘણી ઘરાકી ચાલતી હતી કેમકે પાસેજ દર્યો આવ્યો હતો ત્યાથી અગ્રેજો ઉતરીને એજ મધ્યસ્થળ વેપાર, ધધા ખરીદી વિગેરે માટે આવતા આજે પણ છુટી છવાઇ એવીજ દુકાનો જુના પુરાણા વખતની જોઇએ છીએ જેમા કેટોક શેઠની તેવી દુકાન બહુ જુના જમાનાની અસલ ઢબ ઉપરજ આજેબી છે કાવસજી ૧૮૭૪ મા ૮૦ વરસની બુઝોર્ગ ઉંમરે બહેસ્તન-શીન થયા હતા એવણ પોતાના ભાઇઓ સાથેજ પહેલા વેપાર ચલાવતા હતા તે પેઢીનુ નામ "બનાજી લીમજી" કરીને હતુ તે પહેલા બનાજીનુ હતુ

**ફરામજી કાવસજીનો જવાનીનો વખત**

આજે આપણે મુબઇના જે વિસ્તારને કોટ કરીને કહીએ છીએ તેનું કારણ એમ કે કમ્પનીના વખતમા જ્યારે મુબઇપર લુંટારાઓ વિગેરેનો હુમલો થતો ત્યારે તેમાથી બચવા સારૂ કોટના લત્તાની આસપાસ એવી નાની દીવાલ બાધી લેવામા આવેલી કે જેથી ત્યા આગળ લોકોને પનાહ મળે એવો કોટ આજેબી સુરતમા જોઇ શકાશે કોટનો બધો લત્તો પારસી-ઓથી આજે ભરપુર છે જે જણાવે છે કે પારસીઓ વેપાર વણજમા કેટલા વધેલા હતા કારણકે અગ્રેજોનો ઘણો ખરો વેપાર એજ લત્તામા હતો અહિયા હોમજી સ્ટ્રીટ સરકલની સામે આવેલો છે જેમા નવરોજી

ગામડીઆનું એક પૂરાણું ઘર વગેરે છે તેને પહેલા ટોડ સ્ટ્રીટ કરીને કહેતા અહિયા ૧૭૬૭ મા ફરામજી પોતાના મમાવાના ઘેરમા જન્મ્યા હતા, એવણુના માય દાદી શેઠ તરફથી ઉતરી આવેલા હતા. કાવસજીમાવા પાસે પૈસો પૂર એટલે ફરામજી લાડમાજ ઉછરેલા. વધુમા કેળવણી માટે તે વખતે સ્કુલો જેવુ કશુ નહિ એટલે ફરામજીએ શરૂઆતની કેળવણીબી લેભાગુજ લીધી હતી તે જમાનામા મહેતાજી પંતુજીઓ એટલે સ્કુલ બેસાડીને પોર્યાં ભણાવતા તેવા મહેતાજીમા એક બાપુભાઇ શોભારામ હતા ત્યા ગુજરાતી વાચણુ લેખણુ અને આકના પાડા ફરામજી શીખ્યા હતા અગ્યારમે વરસે ફરામજીએ બાપુભાઇના સ્કુલને રામ રામ કીધા અને કાવસજી લીમજી એમને અંગ્રેજીના બે આકડા શીખવવાના હતા, એટલે એક અગ્રેજી શિક્ષક જે ખાનગી શીખવતો હતો તેના હાથ નીચે ફરામજીને મુકયા એનુ નામ લાફોર્ડ કરીને હતુ જણાય છે તો કોઇ ફ્રેન્ચમેન, અને તેમ હોયબી કેમકે તે વખ્તે ફ્રેન્ચ લોકોબી અત્રે ઘુસેલા હતા નવેક વરસ સુધી ફરામજીએ થોડુ ઘણુ મેળવ્યુ પણુ તે કાઇ એટલુ બધુ કામ નહિ આવ્યુ કેમકે જે કામ આવ્યુ તે તેમનામા જે કુદરતી બહોશી અને હોશિઆરી હતી તેજ

થોડુક શીખ્યા બાદ ફરામજી પોતાના મામા દાદીશેઠના હાથ નીચે દુબાશ તરીકે જોડાયા. દાદીશેઠ તે વખતે ઈંગ્લડ અને ચીન સાથે જબરદસ્ત વેપાર ચલાવતા હતા ખુદ એમના વ્હાણોવગેરે ફરતા હતા એ વ્હાણુમા એકનુ નામ તેવણે "શાહ અર્દેશીર" રાખ્યુ હતુ ફરામજીએ આ વ્હાણુમા પોતાના દુબાશ તરીકેના આઠ વર્ષ દરમ્યાન બે વખત ચીન ખાતે મુસાફરી કરી હતી આ મુસાફરી દરમ્યાન ફરામજી વેપાર વણુજને લગતુ તેમજ ચીની ભાષાને લગતુ ઘણુંક જ્ઞાન અત્રે લઇ આવેલા જે પાછળથી તેમના સ્વતંત્ર હાલતમા બહુ ઉપયોગી થઇ પડયુ હતું જ્યારે ૧૭૮૮ મા બીજી વખત મુસાફરી કરીને ફરામજી પાછા ફર્યાં ત્યાર પહેલા દાદીશેઠ ગુજરી ગયા અને તેમની પેઢી અરદેશર શેઠના હાથમા આવી ત્યારે ફરામજીને અરદેશરે એક આસીસ્ટન્ટ તરીકે રાખ્યા. ત્રણુ વર્ષ રહીને ફરામજીએ ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીના દુબાશ તરીકે કામ કરવા માડયુ. તે વખતે દુબાશીમાથી ઘણુ કમાવાનુ મળતુ

ફરામજી સ્વત ત્ર ધ ધો સ્થાપે છે

જે આદમીમા સ્વત ત્રતાનો જુસ્સો હોય અને જેને પ્રમાણિક નિષ્ટા હૈયે હોય તેને માટે પરત ત્રતા ખુદાએ નક્કી કરી નથી આથી ૧૮૦૬ કે જ્યારે ફરામજી ૩૮ વર્ષના હતા ત્યારે તેઓએ સ્વત ત્ર ધ ધો ચલાવવાનુ બીડુ ઝડપ્યુ તેવણુના ભાઇનુ નામ નશરવાનજી હતુ તેવણુની સાથે ૧૮૦૭ મા તેવણુ એક વ્હાણુ ખરીદયુ, તેનું નામ "સુલેમાની" આ વ્હાણુ એક અરબ નામે હસન અબદુલ્લાનુ હતું તેને ફરામજી અને નશરવાનજીએ બન્નેએ રૂપિયા દોઢલાખ જેટલા આપ્યા હતા આ વખતે અ ગ્રેજોને મરાઠાઓ સાથે અત્રે સખ્ત યુધ્ધો ચાલતા હતા અને દર વેળાએ કોઇની કોઇ લડાઇ ઊભી થતી હતી એટલે ધ ધામા ધ્યાન રોકનારા બહુ થોડા અને જેઓ હતા તેઓને માટે ફત્તેહની જોગવાઇઓ ઘણી હતી "સુલેમાની" મા બન્નેભાઇઓએ ચીન ખાતે હિંદનો રૂ ચટાવવા માડયો એજ વખતે અ ગ્રેજોની સાથે ફ્રેન્ચોને લડાઇ હતી નેપોલીઅન હમણુા ચઢાઇ લાવે છે એવુ વાદળ ઘેરાઇ રહેલું હતું એટલે જ્યા ફ્રેન્ચ અને અ ગ્રેજો સાથે મળતા ત્યા ઝપાઝપી જાગતી હતી આવી એક ઝપાઝપી એક વખતે દર્યામા થઇ પરીણુામમા ત્રણેક અ ગ્રેજ વ્હાણો સપડાયા પણુ "સુલેમાની" પરવરદેગારની રહેમથી નાસી ગયુ અને ચીનના કોરટાપર સહિસલામત જઈ પ્હોચ્યુ માર્ગમા બીજા વ્હાણુ સપડાયા એટલે બધો રૂ દુશ્મનને હાથ ગયો એથી ફરામજીના વ્હાણુને તડાકો પડયો ૧૮૦૭ મા "બૉમ્બે કુરીઅર" નામના પત્ર તરફથી જેમ દર વર્ષે કૅલેન્ડર બાહેર પડતુ હતુ તેમ એક કૅલેન્ડર બાહેર પડયુ હતુ જેમા પારસીઓની માલેકી હેઠળના માત્ર ૭ વ્હાણોનુ એક લીસ્ટ બાહેર પડયુ હતું જેમા હોરમસજી દોરાબજી લશ્કરીના બે અને ફરામજી કાવસજી બનાજીના આ વ્હાણુ "સુલેમાની" માટે ખાસ એશારો કરવામા આવ્યો છે. આ પછી નશરવાનજી અને ફરામજી કોઇ કારણુસર છુટા પડયા અને ફરામજી પોતાને જોખમે વેપાર કરવા લાગ્યા. ૧૮૧૧ માં કલકત્તે એક શાખા ખોલીને પોતાના બીજા ભાઈ બહેરામજીને એજન્ટ તરીકે મોકલ્યા હતા પાછળથી જ્યારે બહેરામજી ચીન ગયા ત્યારે કલકત્તે ત્રીજા ભાઇ ખરશેદજીને મોકલ્યા હતા આ બધા ભાઇઓને ફરામજીએ ઠેકાણે પાડયા હતા

જેમ જેમ નાણાની સગવડ થતી ગઈ અને ધંધો જામતો ગયો તેમ તેમ ચીન કલકત્તા પછી મદ્રાસ અને ઇગ્લંડ વિગેરે ખાતે ફરામજીએ પોતાની પેઢીઓ સ્થાપી. ધીમે ધીમે તેવણ ૭ વ્હાણોના માલેક થયા અને તે માટે ૧૮૧૯ માં પૈસો પુર થયો ત્યારે જેહમત ઓછી કરવા કલકત્તાની પેઢી પોતાના નાના ભાઇ રૂસ્તમજીને વેચી નાખી આ રૂસ્તમજીએ કલકતા ખાતે એટલુ નાણું મેળવ્યુ હતુ કે તેઓ લખ્ખોપતી ગણાતા આ રીતે કાવસજીના બધા બેટાઓ પૈસે ટકે સુખી થયા અને તે ફરામજીની બરકતે.

એક બીના રૂસ્તમજીના બાબમા છે તે એ કે જેઓ કલકત્તે મોટી થાપણ માંડી બેઠા હતા એવણે કલકત્તા ખાતે મી રોબર્ટ ટરનર સાથે પેઢી ખોલી હતી જેનુ નામ પાછળથી મેસર્સ રૂસ્તમજી ટરનર એન્ડ કમ્પની એમ કરીને પાડયુ હતુ એવણ દુબાશનુ કામ કરવા ઉપરાત વ્હાણમા માલ લાવ લઇજા કરતા અને કલકત્તે પ્હેલવ્હેલા રૂની અને કાગજની ફેકટરીઓ સ્થાપી હતી તે વખતે એવણના બૈરાં છોકરા બધા મુબઇ રહેલા, પણ ૧૮૩૮ મા એવણે તેમને કલકત્તે બોલાવ્યા અને આ રીતે પારસી તવારીખમા પહેલાં બાનુ મુસાફર જેઓએ દર્યાઈ મુસાફરી કરી હોય તો તે રૂસ્તમજીના ધણીયાણી હતા આ ઉપર એટલી ચુનોચેરા થઈ હતી કે "બોમ્બે ગેઝેટ" જે તે વખતે બહુ જાણીતુ પત્ર હતુ તેણે ઘણી ઉકમાઇથી એ બીનાની નોધ લીધી હતી તેની છેવટે નીચે મુજબ જે જણાવ્યુ છે તે પારસીઓએ ખુદ સસાર સુધારામા તે જૂના જમાનામાથી કેટલો આગળ પડતો ભાગ લીધો હતો તેનો આપણને કાઇક ખ્યાલ આપે છે "ગેઝેટ" લખે છે કે × × × ×—to those who remember that but a few years ago no Parsee female of respectability would proceed even to the Deccan, the contemplated trip of these fair voyagers will afford much food for speculation upon the rapid change which the march of opinion has

effected" રૂસ્તમજીને ત્યાં ખુદ ગવર્નર-જેનરલ પણ મુલાકાતે આવતો અને તેમના કુટુમ્બીઓ સાથે તે છુટથી ભેળાતો.

ફરામજીની જાહેર જીંદગી

એક વેળાએ જ્યારે ધંધાધાપામા પૈસો પૂર મેળવ્યો અને પોતાના કુટુમ્બીઓને તેઓએ ઠેકાણે પાડી દીધા કે ફરામજીએ જાહેર પરોપકારી કામો તરફ પોતાનું વધુને વધુ ધ્યાન દોડાવવા માડયુ ફરામજી એકજ એવા પુરૂષ છે કે જેઓથી મુબઈની જે કાંઇ જાહેર જીંદગી છે તેની શુરૂઆત થાય છે એમ સર ફીરોજશાહ મેહતા વારવાર બોલતા હતા તે પહેલા તેવુ કશુ હતું નહિ તે જમાનાના કાંઇપણુ એવા જાહેર કામો કે જાહેર ખાતાઓ નહોતા કે જેમા સીધો યા આડકતરો ફરામજીનો હાથ નહિ હોય ફરામજીની મોટાઇ તેમની દોલત અને વેપારી કીર્તિમા નથી સમાઇ જતી પણુ તેમના જાહેર કામકાજોમા તે રહેલી છે તેમની જાહેર જીંદગી ઘણીજ નમુનેદાર નીવડી હતી તે એટલે સુધી કે જ્યારે તેઓ ગુર્જર પામ્યા ત્યારે તેમના મરણુ માટે વિલાપ કરવા સારૂ હિંદુ, પારસી અને અગ્રેજો વટીક એકઠા મળ્યા હતા એવુ માન અગાઉ કોઈનેબી મળ્યું નહોતું તે માન ફરામજીનેજ મળ્યુ હતુ આજે કોઇબી પુરાણા ખાતાની જુની ફાઇલો વાચવામા આવે તો તેના કારોબારમા ફરામજીનું નામ જડયા વિના રહેશે નહિ વળી જીંદગી ખાલેસ, નીતિમાન અને સચ્ચાઇ ઉપર રચાયલી હતી એથી તેમને પા સદી ઉપરની જાહેર જીંદગીમા કશી પણ આચ આવી નહોતી.

ફરામજી અને કેળવણી

ફરામજી પોતે ઝાઝુ શીખેલા નહોતા પણુ પ્રજા અને કોમમા કેળવણી વધે એવુ હરહમેશ જોનારા હતા તેમજ તેને વ્હેવારૂ રીતે આગળ પાડનારા હતા. જ્યારે કેળવણી વિષે કોઇ પણ કાંઈ બોલતુ યા કરતું નહિ ત્યારે ફરામજીએ ખુદ વ્હેવારૂ કામ કરવા માડયું હતુ તે ફરામજીમા ભવિષ્ય વાચીને શુ કરવુ તેની શક્તિનો પૂરાવો આપણુને આપે છે વળી તેથી કેટલા હાદેસાઓ વચ્ચે તે એટલા ઉપરથી જણાશે કે દેશીઓને કેળવણી તરફ અભાવ હતો અને સરકારમા પણુ મતફેરી કે દેશીઓને કેળવણી આપવી કે કેમ

તેવા જમાનાઓ હતા પણ ફરામજીને જે ચીજ ખરી લાગતી તે તેઓ ક્યાં વિના રહેતા નહિ એથી તેઓએ પુરૂષોની કેળવણીજ નહિ પણ વળી સ્ત્રીઓની કેળવણીને લગતું પણ બીડુ ઝડપ્યુ હતુ હાલમા એલફીન્સ્ટન કૉલેજ છે તે પહેલા સ્કુલ અને કૉલેજ બન્ને ધરાવતી હતી અને ગોવાળ-યાપર "ટેન્કરવીલ" કરીને બગલો આવેલો છે ત્યા તે બેસતી અહિં-યાથી ખુદ દાદાભાઇ નવરોજી જેવા પણ શીખીને બાહેર પડયા હતા. તેના કરતા કારવતાઓમા જે નામો મુખ્ય જણાય છે તે સર અર્સકીન પેરી કે જે પાછળથી હાઇકૉર્ટનો જજ થઇ ગયો હતો તે, પ્રોફેસર પેટન કે જેણે આ કેળવણીમાં અગત ભાગ લીધો હતો તે, સર એલેકઝાન્ડર ગ્રાન્ટ કે જેણે પ્રીન્સીપલ તરીકે લાખો વખત સુધી યકીનદારીથી દેશીઓની સેવા બજાવી હતી તેઓના છે આ એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુશનને હસ્તીમા લાવવા ફરામજી શેઠે બહુ જેહમત ખેંચી હતી. આ ખાતાના વિદ્યાર્થી-ઓએ એમના મરણબાદ મહુંમ તરફના માનની એંધાણી દાખલ પોત-પોતામા રૂપિયા દોઢ હજારનુ ફડ ઉભુ કીધુ હતું અને શેઠ નારાયણ દીનાનાથના પ્રમુખપણા હેઠળ ભેગા મળીને નવરોજી ફરદુનજી તેમજ દાદાભાઇ નવરોજીની દરખાસ્ત ઉપરથી તેઓએ "ફરામજી કાવસજી પ્રાઇઝ" કાઢયુ હતું, જે મરાઠી અને ગુજરાતીમા સરસ નીબધ લખનારા-ઓને આપવામા આવતું હતું એજ રીતે ગ્રાંટ મેડીકલ કોલેજને પણ જન્મ આપનારાઓમા ફરામજી એક હતા. તે વખતે ખેતીવાડી સબંધી એક સોસાયટી સ્થાપવામા આવી હતી તેની પણ ચળવળ જગાડનાર એઓ એક હતા કારણ કે તેમને ખેતીવાડી સબધી ઘણો શોખ હતો. વળી ગરીબ ગુરબાને દવા દારૂ આપવી અને તેમને સાજા કરવા એમા પણ ફરામજી કાવસજીએ ભાગ લીધો હતો કે જેની રૂએ સરકારે નેટીવ પબ્લીક સસ્થા સ્થાપી હતી તેમા એવણે અગત્યનો ભાગ ભજવ્યો હતો. ૧૮૨૦ મા નેટીવ સ્કુલ બુક અને સ્કુલ સોસાયેટી હસ્તીમા આવી હતી ત્યારે તેવણને એક સભાસદ નેમ્યા હતા ૧૮૨૭ મા નેટીવ એજયુકેશન સોસાયટી હસ્તીમા લાવવા તે વખતના મુબઇના ગવરનર એલ્ફીન્સ્ટન સાથે એવણે મોટી હીલચાલ કરી હતી પાછળથી સરકારે મી લીગેટ, સર અરસકીન પેરી અને મુબઇની ધારાસભાના સભાસદ જગન્નાથ શકર

શેઠના પ્રમુખપણા હેઠળ એક એજ્યુકેશન બોરડ નેમ્યુ હતું તેની સેવા ફરામજીએ ૨૮ વરસ સુધી બજાવી હતી જ્યારે ૧૮૫૧ મા ફરામજી ગુજરી ગયા ત્યારે આ બોરડ તરફથી સરકારે નીચલો ઠરાવ ખાસ બહાર પડયો હતો:—Faramji Cavasji Esqr. resigned his seat in consequence of his advanced time of life The eminent and good citizenship, and zeal in supporting every measure for public improvement, which distinguished our late much esteemed colleague, are too well known to your Lordship in council to need any notice from us, but in recording his death, which subsequently occurred the Board feel a melancholy pleasure in thus publicly expressing the respect in which they hold his memory"

ગવરનર એલ્ફીન્સટન દેશીઓને કેળવણીમા આગળ પાડવામા બહુ ઇતેજાર હતો અને તેથીજ તેના નામથી એલ્ફીન્સટન ઇનસ્ટીટયુટ હસ્તીમા આવ્યુ હતુ એ ખાતામા પ્રોફેસરશીપ વિગેરેમા મદદ કરવા સારૂ ફરામજીએ રૂપીઆ દસ હજારની બક્ષિસ આપી હતી વળી પોતાની દિકરીઓ તેમજ દિકરાની દીકરીઓને કેળવણી અપાવી હતી આ વખતે સર જમશેદજી જીજીભાઇ વાળાઓ પૈસે ટકે પુર થયા હતા તેમજ તેમના સખાવતી કામોની શરૂઆત થઇ હતી, એટલે '૧૮૩૬ મા સર જમશેદજી અને જીજીભાઇ દાદાભાઇએ ધર્મની કેળવણી આપવા સારૂ ૪૬ સ્કુલ કાઢી હતી જેમા ફરામજીએ પોતાનો અગત હીસ્સો આપ્યો હતો

**પહેલા જસ્ટીસ ઓવ ધી પીસ**

પ્રજા તરફથી હદમા રહીને સરકાર પાસેથી હકો માગવામા જેબી ચળવળ કરવામા આવતી તેમા ફરામજી આગેવાન ભાગ લેતા દાખલા તરીકે ૧૮૩૪ મા પારલામેન્ટને અત્રેથી દેશીઓએ એક અરજ કરી હતી કે દેશીઓને જુરીમા નેમવા આ ચળવળમા સર ચાર્લ્સ ફોરબસ જે એક નામાકીત જજ હતો અને દેશીઓ વચ્ચે લોકપ્રીય થઇ પડયો હતો

તેણે આગેવાન ભાગ લીધો હતો. પરીણામમા ઉપલી અરજી બહાલ રાખવામા આવી હતી અને ૧૨ જણાઓને પહેલ વહેલા જસ્ટીસ ઑવ ધી પીસ નેમવામા આવ્યા હતા તેમા બે હિંદુ અને બે મુસલમાન સિવાય સર્વે પારસીઓ હતા અને તેમાના બે ફ્રામજી અને ખરશેદજી બનાજી હતા

અગાઉ આપણે જોઇ ગયા તેમ બનાજી લીમજીના વખતમા પહેલ વહેલી પચાયત હસ્તીમા આવી હતી, ત્યાર પછી બે ત્રણ પેઢી સુધી તો પચાયતનુ પ્રમુખપણુ બનાજી ખાનદાનના હાથમાજ હતું પાછળથી પચાયતનો લાગવગ તૂટી ગયો પણ ફ્રામજીએ ૧૮૧૮ મા પચાયતને પાછી સજીવન કરીને ત્રણ વરસ રહીને એવણ તેના ફડના ત્રસ્ટી થયેલા હતા એમના વખતમા પચાયત કોમ ઉપર બહુ લાગવગ ધરાવતી હતી, અને એમનો ધાકધી બહુ હતો, પણ કર્મસજોગે એવુ બન્યુ કે પચાયતના ત્રસ્ટીઓમાના કેટલાકો પારસી રિવાજનું ઉલઘન કરવા લાગ્યા પચાયતમા ધોરણ જેવુ નહતુ, એથી ત્રસ્ટીઓ આપખુદી સત્તાવાળા હતા કેટલીક વખતે વઢવાડ કરતા હતા સરકાર દરબાર વટીકમા જવુ પડતુ હતુ. મોબેદો અને બહેદીનો વચ્ચે જ્યારે ઝઘડા જાગતા ત્યારે એક બીજાનુ માથુ ફાડવા વટીક ચુકતા નહિ. આથી સરકારને ૧૭૭૭ અને ૧૭૭૮ મા વચ્ચે પડવુ પડયુ હતુ અને એક કમીશન નેમવુ પડયુ હતું કે પચાયતને લગતા જે સવાલો વઢવાડ અને મારીમારીને જન્મ આપી છે તેનો કાયદા પ્રમાણે ફડચો થઇ શકે વળી તે વખતે ત્રસ્ટીઓના આપખુદી દોર હેઠળ જે સ્ત્રીઓ કુકર્મ કરતી જણાતી તેમને ખાસડાનો માર વટીક મારવાને ચુકતા નહિ, પણ એ સઘળુ ફ્રામજી કાવસજીએ હાથ ધર્યું અને તેમાથી કોમનો છુટકારો કરવાનુ માથે લીધુ. ૧૮૧૮ મા દાદીશેઠના આતશ બહેરામમા એક સભા ભરવામા આવી હતી અને પચાયતને કોમની અદર તદુરસ્ત સત્તા આપવા માટે લડત ચલાવવા આપી હતી તેમા ફ્રામજીએ બહુ આગેવાની ભર્યો ભાગ ભજવ્યો હતો કોમમા પ્રીતનો એમ જાગ્યો હતો કે કેટલાકો એક પર બીજી વૈરી કરતા હતા અને કેટલાકો તો પરાઇ કોમોની

ફ્રામજીની કોમ સેવા.

સ્ત્રીઓને રાખતા હતા આથી વારસા હીસ્સાની બાબદમા વરવાધાઓ ઘણા ઉભા થતા હતા ત્યારે તેનો ફડચો કરવા અર્થે જ્યા સુધી પચાયતના હાથમા કાબુ નહિ હોય ત્યા સુધી કઇ બની શકે નહિ એમ ફરામજીએ જોઈ લીધુ હતુ અને તેથીજ તેઓના વખતમા પચાયતનો દોર સખત હતો

કેટલીક પારસી સ્ત્રીઓ સાજને સમયે એક યા બીજા બહાના હેઠળ ભટકવા નિકળતી આ બનાવ તે જમાના જોતા કઇક અનીતિમાન છાપ સ્ત્રીઓ ઉપર નાખે તેથી પચાયતે ફરામજીના દેખરેખ હેઠળ હુકમ વટીક કર્યો હતો કે જે સ્ત્રી બહાર ભટકતી દેખાય તેમને નસાખાના આગળ જઇને ચાબકના માર મારવા આ હુકમનો પૂરા પૂરા અમલ કેટલાક દાખલામા કરવામા આવ્યો હતો

બન્યુ એમ કે ત્રસ્ટી સાહેબોમા કેટલાકો પોતેજ એકથી વધુ બૈરીઓ કરતા જાહેર થયા હતા ફરામજીએ તેઓ સામે સખત લડત ચલાવી પણ તેવણનુ કશુ ચાલ્યુ નહિ, ત્યારે પોતાના એક બીજા ગોઠીયા નવરોઝજી જમશેદજી વાડીયા સાથે પદર વરસની પચાયતની સેવા પાછળની રજ પછી રાજીનામુ આપ્યુ ફરામજીએ પચાયતના દફતરમા મીનીટ કરેલી છે તેમા તેઓએ જણાવ્યુ છે કે આજ વરસો થયા કોમમા કઇ બદીઓએ પગ પેસારો કર્યો છે દાખલા તરીકે એકની ઉપર બીજી બૈરીઓ કરે છે, પરકોમની બીજી સ્ત્રીઓને રાખવામા આવે છે અને તેમના બચ્ચા કન્યાઓને પારસી ધર્મમા લાભ આપવામા આવે છે કદાચ એવા વખત પણ આવે કે પારસી બૈરાઓ મરદોના આ કારભારથી પોતે દાખલો લઇને પર કોમમા છડે ચોક નાચવા પડશે છેવટે ફરામજીએ લખ્યુ હતુ કે આપણાની અદર સપ જેવુ કશુ નથી તેથીજ કોઇપણ જાતની બદી સામે ટકી શકાશે નહિ

ટ્રસ્ટી તરીકે પોતાના ઓહ્દાનુ રાજીનામુ આપતા ફરામજી શેઠે ઘણાક નોધદાયક કારણો આપ્યા હતા જેઓમા એક જે આપણી સ્ત્રીઓ સબધી અગમચેતી રૂપ જેવુ ગોયા હતુ તે અત્રે આપણે આપીશુ પોતાના શેરામા ફરામજી શેઠ જણાવે છે કે "પચાયતના અધિકારી તરીકેનો મારો ઓધ્ધો છોડવાના કારણો અગર હુ લખવા

**પારસી સ્ત્રીઓ વિષે ફરામજી શેઠની અગમચેતી**

એસુ તો એક મોટુ દફતર ભરાય કેટલાક આસામીઓ પોતાને જરથોસ્તીઓ તરીકે ઓળખાવતા હોવા છતા એટલા બધા બેદરકાર બન્યા છે કે તેઓ વ્યભિચાર અને બદફએલીને એક શરમ ભર્યાં કામ તરીકે હવે લેખતા નથી × × × ના, એટલુંજ નહિ, પણ તેઓ આતશ બહેરામો તથા દરેહ મહેરોમા પણ છૂટથી આવજા કરે છે આપણી સ્ત્રીઓ માટે હવે એવો વખત આવી પૂગો છે કે હિંદુ અને મેહોમેદન કચનીઓની પેઠે તેઓ થોડા વખતમા પગે ઝાંઝર બાધીને નચાવાનો ધધો કરવા માડશે" આ સખુનો આજે કેટલા ખરા પડયા છે તે વાચનારની ઉપરજ હું છોડુ છુ

વાચનારાઓ જોઇ શકશે કે ફરામજીએ કહેલી ભવિષ્ય વાણી હાલના જુદ્દીન સબધના મામલામા કેટલી બોલેબોલ ખરી પડે છે પાછળથી જોકે બહુ સમજાવટથી પચાયતમા ફરામજી શેઠ જોડાયા હતા તોબી કઇ જાણવા જોગ ભાગ બજાવવાની એવણની ઉલટને ત્રસ્ટીઓ તરફથી ટેકો મળતો ન હતો

**જુદ્દીન નવજોતની ચર્ચા**

એ વતરોગે કોમને લગતા કોઇપણ સવાલો સબધી ચળવળ જાગતી તો તેમા ફરામજી શેઠનો પહેલો હાથ હતો એક વખતે વલસાડમા એક પારસીએ પોતાની પરકોમની રાખેલી સ્ત્રીની નવજોત કરી તો તે સબધી મુબઇની પચાયતના જાણમા આવતા તેણે તે સામે પગલા ભરવા માડયા હતા એમા ફરામજીનો મુખ્ય હાથ હતો બીજી વખતે ખુદ મુબઇમાં એક જરથોશતીએ પારકી કોમની ઔરીને પેટના છોકરાને સદરો પહેરાવ્યો તો તે બાબેબી ફરામજીએ ચોક્કસ ખબરો મેળવીને ઝઘડો બાહેર પાડયો હતો

**ફરામજીની બીજી સેવાઓ**

૧૮૪૦ માં મુબઇના પોલીસનો વડો મેજીસ્ટ્રેટ મી પી ડબ્લ્યુ લીજેટ હતો, તેણે પારસીઓમા આપઘાત થાય તો લાશને ચીરવી પડે તો તેમા પચાયતને વાધો છે કે કેમ તે સબધી પૂછાવ્યુ હતુ ફરામજીએ બીજાઓ ભેગા એ સામે વાધો લીધો હતો અને જરથોસ્તી નિયમ તૂટે નહિ અને મુવેલાઓપર આજાબ ગુજરે નહિ તે બાબે સખ્ત વિવેચન તે સબધી

મળેલી પચાયતની સભામા કર્યું હતુ એ બાબેની સભા કોમના દસ્તુર દાવરોની હાજરી સહિત નવરોજી જમશેદજી વાડીઆના તબુમા મળી હતી.

આગલી પારસી અન્જુમન લાયક આગેવાન બહેદીનોને તેમના દરજ્જા, બાહોશી અને ધર્મ ઉપરની રીદાગીરી વિગેરેની પીછાણુમાં "દાવર" નો માનવત એલ્કાબ આપતી હતી એ રીતે શેઠ બનાજી લીમજીને પહેલ વ્હેલો આ એલ્કાબ મળ્યો હતો ત્યાર પછી તેમના બીજા બેટા માણેકજી દાવર બન્યા હતા અને પાછળથી શેઠ નાનાભાઇ બનાજી લીમજી દાવર બન્યા હતા આ "દાવરો" બધા બહેદીનો છે એમ અટકળ કરવામા આવે છે જ્યારે અટક ઉપરથી કેટલાકો તેમને આથોરનાનો તરીકે ઓળખે છે બનાજી લીમજીના કુટુમ્બમા બધા મળી છ જણુ "દાવર" યાને કોમના પ્રમુખનો ઓધ્ધો ભોગવી ગયા હતા આ ઓધ્ધો આ કુટુમ્બમા લગભગ સવાસો વરસ સુધી ભરી રહયો હતો મર્હુમ સર દીનશાહ દાવર પુરાતન બનાજી ખાનદાન આઠમી પેઢીએ ઉતરી આવેલા હતા

'દાવર' નો માનવત એલ્કાબ

પચાયતના દફતરમા ફરામજીએ જે અનેક સેવા બજાવેલી છે તેની નોધ છે પણુ કોમની અદર જે બદીઓ પેવશ થાય તેનો સડો નાબુદ કરવા અર્થે મજહબની કેળવણી પારસીઓને મળે તોજ કામ પાર ઉતરી શકે તે મકસદથી તેવણે "રાહનુમાય માજદયસની" સભાની સ્થાપના કરી હતી પણુ અહીઆથી તરેહવાર જાતની વીટબણા પડતી હતી જેઓ ખોટા તો ખોટા પણુ પોતાના મતને વળગી રહે તેઓ સામે સચાઇની લડત કરવી તે કેટલું મુશકેલ છે ? છતા ફરામજીએ બહુ બહુ ખમીને પણુ કોમનું ભલુ કરવાની કોશેશ કરી પણુ એમના કામને જશ મળ્યો નહિ એમની સામે જે પણુ શત્રુઓ જાગ્યા તેઓ સર્વેએ એમની ઉપર સખત હુમલા કર્યાં હતા પણુ તે વખતે સર્વેને એઓએ માફ કર્યાં હતા

ધર્મ તરફની ચળવળ

**ફરામજીની પવાઇની એસટેટ**

ફરામજીનુ નામ પવાઇની એસ્ટેટ કે જે હમણા થોડા વખતની ઉપરજ કમનસીબ સજોગે વેચાઈ ખલાસ થઈ ગઇ છે તેના નામ સાથે આજ સુધી જળવાઈ રહ્યુ છે એવણ પોતે ખેતીવાડી ને ઉદ્યોગ હુન્નરના બહુ મોટા હેમાયતી હતા અને મુબઈ તરફ આ દિશાએ તેઓએ ઉમદા કામો કીધા છે તેમા પોતાનો લાભ સમાયેલો હતો પણ સાથે સાથે પર-મારથી કામ પણ બજાવ્યુ હતુ જરથોશ્ત સાહેબે પોતાના પવિત્ર ગાથામા કહ્યુ છે કે ખેતી અને રૂડો ઉદ્યોગ કરવાથી પરવરદેગાર ખુશ થાય છે, તેમ ફરામજી શેઠે ધરતીને કે જે પડતર હાલતમા હતી તેને નવી જીદગી, નવો જોશ અને નવો જુસ્સો આપ્યો હતો પવાઇની એસટેટ મુબઇથી ૧૮ માઇલ દૂર છે ત્યા એવણે બહુ મોટા વિસ્તારમા ખરીદી કરી હતી જેમા રૂ, ચા, શેરડી, ગુલી, શેતુર અને આબાના અસખ્ય ઝાડો રોપ્યા હતા અને વેરાન જમીનને સોયા ફળદ્રૂપ બનાવી દીધી હતી એમાથી તેવણને દર વરસે લખોની ઉપજ થતી જે ઝાડો બીજે ઠેકાણે નહિ ઉગે તેના રોપા લાવીને ઉગાડતા, આ ઉપરથી એમને હિંદુસ્તાનના "લૅાર્ડ લીસટર" કરીને કહેવામા આવતા સર જોન માલકમ પોતાના એક અહેવાલમા જણાવે છે કે છાશી તાલુકો ખીલવામા ફરામજી કાવસજીએ બહુ અગત્યનો ફાળો આપ્યો છે તેણે કરેલા લખાણમાથી નીચલા શબ્દો ટાકીશુ —I lateiy pud a visit to the estate of Framjı Cavasjı at Pavaı and never was more gratified Thıs highly respectable natıve has laid out much money ın a vaııety of useful ımproevments He has sunk a number of wells, has built houses, and made an excellent road, planted a great quantity of sugar-cane, ındigo, and mulberrıes for silk-worms, he has erected an excellent sugaı-mill, which I saw at work and all the necessary buildings of an ındigo manufactoıy But what I was most delighted with was the passionate fondness Framjı appeared

to have for his estate His projected improvements of a tank, a garden full of fruit-trees of every country, the erection of a bungalow for English travellers and a sarai and the stables at the spot which the road to his estate leaves the Thana great road, will be most useful to the public, as it is exactly half-way between Bombay and Thana and mark the liberal spirit in which he has determined to fulfil the obligation of his lease" વિગેરે એક વખતે આજ ગવરનર પવાઇની એસટેટની મુલાકત લેવા ગયો હતો જે વેળાએ ત્યાંનુ બધુ બાંધકામ જોઇને તે એટલો ખુશ થઇ ગયો હતો કે પોતાકને ગજવામા એક સોનાનુ ઘડીયાળ હતુ, તે ફરામજીને તુરત બક્ષિશ યાદગારી દાખલ આપી દીધુ

## પવાઇના ૮ ગામો

પવાઇની એસ્ટેટના બધા મળીને ૮ ગામો હતા. જેના નામો નીચે મુજબ છેઃ—

| | |
|---|---|
| ૧ પવાઇ | ૫ પાસપોલી |
| ૨ સાકી | ૬ તીરદાઝ |
| ૩ તુગવા | ૭ વીખરોલી |
| ૪ કોપરી | ૮ કાન્જુ |

એમા બધા મળીને ૩૬૦ કુવાઓ ફરામજીએ ખોદાવ્યા હતા, અને જેમ આપણા શહેરમા ગોવાળીઆ તળાવ જેવુ મોટુ તળાવ હતુ તેવા બે તો તળાવ એવણે ખોદાવ્યા હતા જેના નામો પાસપોળી ટૅન્ક અને તુગવા ટૅન્ક છે વિસ્તારમા ૧૩૦૦ એકરના વિભાગમા ત્રણ ત્રણ મીઠાના અગર ચાલતા હતા જે પાછળથી સરકારને સ્વાધીન કરવામાં આવ્યા હતા ખાડ, રેશમનો ઉદ્યોગ ઉપરાત કેટલીકતો દારૂ ગાળવાની ભઠ્ઠીઓ ચાલતી આજેબી આ ભઠ્ઠીઓના ખાડાઓ તેમની ઝાખી હાલતમા દીસે છે વળી

ફરામજીએ પોતાના વિસ્તારની આસપાસ થુવર ફેકાટાના ઝાડની ઝાડીઓ બાધેલી નહોતી પણ agay ની જે મજબૂત ઝાડીઓ આવે છે તેનુ બાધકામ કરી લીધુ હતું, જેના પાછળથી ઘણા પૈસા ઉપજ્યા હતા કેરીના ઝાડની સખ્યા પહેલા લાખની હતી આજે નહિ તોબી તીસેક હજાર ઝાડ દીસે છે પવાઇનો બધો મળીને વિસ્તાર ૮૮૦૦ એકર જેટલો હતો ખેડુતો ૭૫૦૦ એકર જેટલા જમીનપર ખેતીવાડી કરતા કેટલીક તો પથરાની ખાણો હતી જ્યાથી કહે છે કે બોરીબદરનુ સ્ટેશન વટીક પાછળથી બાધવામા આવેલુ હતુ વધુમાં એટલુ તો ચોક્કસ છે કે જ્યારે એજ સ્ટેશનનો પાછળથી વધારો થયો હતો ત્યારે જે પથરાઓ વાપરવામા આવ્યા હતા તે નક્કી પવાઇની એસ્ટેટમાનાજ હતા ૮ ગામોમાથી એક બકાત રાખેલુ હતુ જેની જેબી આવક થતી તે એમની એમ બનાજીના આતશ બહેરામના નીભાવ ફડમા જતી તે છેક પવાઇની એસ્ટેટ વેચાઇ ત્યા સુધી અપાતી હતી

**પવાઇની એસટેટ શેઠ ફરામજી પાસે કેમ આવી**

૧૭૯૮ મા ઇસ્ટ ઇન્ડીઆ કપનીમા એક બ્રીટીશ અમલદાર થઇ ગયો હતો કે જેનુ નામ સરજનહેલન્સસ્કેફાટ કરીને હતુ એને કપનીએ સારી સેવાના બદલામા છાષ્ટીના આસપાસના ગામડા આપેલા હતા, જે ઉપર ઉપલો અમલદાર કપનીને ૩૨૦૦ રૂપીઆ ભાગ આપતો હતો ૧૮૧૬ મા એ મરણ પામ્યો એટલે ૧૮૨૬ મા કોકણના કલેકટરે ઉપલા ગામડાં લઇ લીધા ૩ વરસ રહીને ફરામજીએ કોકણના કલેકટર મારફતે મુબઇ સરકારને અરજ કરી કે હુ ઉપલા ગામડાનુ ૪૦૦૦ રૂપીઆ ભાડુ આપીશ અને તે ગામડાઓ મને આપવા ફરામજીની આ અરજી કરવાની મતલબ કઈ પોતે મોટી દોલત મેળવવાની નહિ હતી

**સુગભાટની વાડી**

એવામા બન્યુ એમ કે ૧૮૨૪ મા ફરામજીનો દિકરો મદ્રાસથી આવતા પનવેલ આગળ એકાએક બદુક ફુટવાથી ગુજરી ગયો ફરામજીએ એમના નામથી કઇ સખાવતી કામ કરવાનુ મન ઉપર લીધુ સા કામાટીપુરા, ગ્રાટરોડ, ગીરગામ વિગેરે હાલ તો વસાયેલા છે, પણ ઉપલા જમાનામા તે બધુ ઉજ્જડ હતુ

લોકો થોડા ઘણા વસતા હતા, પણ ત્યા પાણીની બહુ હાડમારી પડતી હતી ફરામજીએ કાવસજી પટેલના તળાવની સામે એક જમીનનો ટુકડો ખરીદ કરી લીધો તેનુ નામ મુગભાટવાડી આ વીષે જાણવા જોગ એ છે કે સરકારે કામાટીપૂરામા રહેતા લોકોની હાડમારી ટાળવા સારૂ એક મુસલમાન નામે ઉસબાજી સુલાનજીને પૈસે બે ટાકીઓ બાધી અને કાવસજી પટેલના તળાવ સાથે તેનુ નળ મારફતે જોડાણ કીધુ હતુ, પણ ફરામજી શેઠે જોયુ કે જ્યા સુધી પાણી ઉપર આવે ત્યા સુધી પાણી મળતુ, નહિ તો સુકામણુ, એટલે પોતાના બેટાના મરણના ઉઠમણાની મીજલસમા જણાવ્યુ કે મારે ત્યા એક કુવો બધાવવો કે જ્યાથી ચાલુ પાણી ટાકીને મળ્યુ રહે તેમ તેઓએ કીધુ હતુ તેમણે ત્રણ કુવા ખોદાવ્યા અને પહેલ વહેલી મુબઇમા પાણીની પાઇપો ન ખાવીને સ્ટીમ એન્જીન મારફતે કામાટીપુરામા જ્યા હાલ "બે ટાકી" છે ત્યા પાણી લઇ જવા માડયુ એના ઉપર નહિ તોબી અરધા લાખનો ખરચ થઇ ગયો અને ૧૮૩૧ સુધી દર મહીને અઢીસો રૂપીઆનો ખરચ પોતે કરતા પછી એવણના વારસો એમ ચાલવા દેશે કે કેમ, એનો શક પેદા થતા એવણે મુબઇ સરકારને અરજ કરી કે પવાઇની એસટેટમા મોટો સુધારો કર્યો છે, અને દો બે લાખ રૂપીઆ હુ ખરચી ચુકયો છુ, અને નહિ તોબી પાચ હજાર રૂપીઆનુ વરસાષ્ણ આપુ છુ, માટે એ જમીનનો ટુકડો મને આપવો હુ અરધો લાખ વધારે આપવા તૈયાર છુ આખરે સરકારે સાટુ નકકી કીધુ હાલમા ડકન રોડ અને બેલાસીસરોડ કરીને જે લતાઓ ગીરગામ, ગ્રાટરોડ બાજુએ આવ્યા છે તે ડકન અને બેલાસીસ કરીને બે ઇજનેરી અમલદારો અહીંઆ ૧૮૨૦ થી ૨૫ ની સાલમા થઇ ગયા હતા અને જેઓ ફરામજી બનાજીને પવાઈ એસટેટ અને મુગભાટની વાડીમા પાણી ખાતા બાધવામા બહુ મદદગાર થઈ પડયા હતા તેઓના નામપરથી લેવામા આવ્યા છે પવાઇની એસટેટની ખરીદી કરવામા ફરામજીએ પોતાનો કશોપણ સ્વાર્થ સાચવ્યો નહિ, તેવણની મતલબ તો પરમારથીજ હતી મજકુર અરજીનો મુબઇ સરકારના સેક્રેટરીએ જે જવાબ આપ્યો હતો તે ઉપરથી ઉપલી બીનાને ટેકો મળે છે કે તેમની મતલબ બીન સ્વાર્થી હતી આ લખતપત્ર થયા પછી ચાર વરસે ફરામજીની અરજી મજુર થઇ અને બે ટાકીમા

ફ્રામજીની ઉદારતાથી ચોખ્ખુ પાણી લોકોને મળવા લાગ્યુ ત્યાર બાદ આ નીચલી તખતી મુકવામા આવી હતી

## THE WELLS

From which these reservoirs are supplied, and the Fstablishment for driving the water are maintained

## BY FRAMJI CAVASJ.

In commemoration of whose liberality this tablet is placed by the British Government

મુગભાટની વાડી બનાજીઓના હાથમા છેક ૧ ૧૦-૧૧ સુધી રહી હતી પછી તેનુ રૂપિઆ એક લાખ અને ૬૦ હજારે વેચાણ થયુ હતુ એમાથી અગાઉની ગોઠવણ મુજબ બનાજીના વારેસોને રૂપિઆ ૨૦૦ પાણીના ભરવા પડતા હતા ત્યારે સરકાર સાથે એવી ગોઠવણ થઈ કે રૂપિઆ ૬૬૦૦૦ કુટુમ્બીઓએ આપવા અને તેમાથી મુમઈ બાહેર કયાબી પાણીછાણીની જરૂર હોય ત્યા મર્હુમ ફ્રામજીના નામથી વાવ, કુવા તલાવ વિગેરે બધાવવા જોકે આજે કેટલાક વર્ષ ઉપર થઇ ગયા છે છતા તેનુ એકબી કામ હસ્તીમા આવ્યુ નથી

મુગભાટની વાડીનુ વેચાણ

પવાઇની એસ્ટેટનુ સરકાર સાથે લખત થયલુ હતુ તેમા દરેક રીતની શરતો સરકારે મેલી હતી, દાખલા તરીકે હીંદુ ઓના પૂજાના સ્થળો જાળવવા, ધર્મશાળા અને સરાઇઓ ખોલવી, વાવ કુવા ખાદાવવા વિગેરે ૧૮૩૭ મા ૪૭૪૭૦ રૂપીએ પવાઇની એસ્ટેટ ફ્રામજીના હાથમા આવી અને આસપાસના સાત ગામડા એઓના હાથમા મેલાયા

પવાઇના ગામડામા ધાર્મિક છુટાપણુ

જ્યારે પવાઈ પહેલ વહેલુ આવ્યુ ત્યારે ભાગ્યે તેમા સો સવાસો માણસો રહેતા હશે અને તેની ઉપજ જેટલુ વરશાણુ આપવુ પડતુ હતુ તેની ભાગ્યેજ બરાબર હતી પહેલા તો ફ્રામજીને ગાઠના ગોપીચદ કરવા પડતા અને મેહનત જતી તે જુદી પણ પાછળથી એવણ જેમ કહેતા તેમ

પવાઇની જાહોજલાલી

પવાઇને "સોનાની ખાણમા" ફેરવી નાખી હતી વરાળ યંત્રો, સુધરેલી ઢબથી નહેર ખોદવાના ઓજારો પાણી લઇ જવાની પાઇપો એ સઘળુ ૧૮૨૫ ના વખતમા તો તદન નવુ અને લોકોને ભારે નવાઇ લાગતી પણ તે સર્વે વિલાયતથી મગાવીને અહીંઆ ઉપયોગમા લેતા, આથી જમીનમા કસ ઘણો આવતો પહેલા શેરડીનો પાક એવણે ઉપજાવ્યો, તેમાથી ગોળ, ખાંડ, વિગેરે બનાવતા પાછલા વરસોમા ગુળી, કાફી અફીણ, તબાકુ વિગેરે ઉગાડયાં હતા હાલમા મુબઇમા આજેબી રેશમ પકવવા સારૂ કીડા ઉછેરે છે પણ કશુ બનતુ નથી પણ તે જમાનામા તો તેવણે શેતુરના ઝાડો રોપેલા, રેશમના કીડા ઉછેરેલા હતા. નીલગીરીની ચાહ, તરેહવાર હિંદુસ્તાનમા મળતા ફ્રુટ એ સર્વે પવાઇની એસ્ટેટમા ઉગતુ ફરામજીએ એસ્ટેટમા એક લાખ આંબા રોપેલા હતા, અને પોતે કહેતા કે જો દરેક આંબા ઉપરથી ફકત એકજ રૂપીઓ મારા વારસોને મળે તો તેઓ એક લાખ રૂપીઓ વરસ દહાડે ખાશે આ મહાન પારસીએ પાચથી દશ લાખ રૂપીઆ પવાઇને ફળદ્રૂપ બનાવવા માટે તેની જમીનમા રેડયા હતા સર જોન માલકમ ગવરનર એક વખતે પોતાના સ્ટાફ સાથે પવાઇ આવીને રહ્યો હતો તેની પછી ૧૮૩૧ મા અરલ ઓવ કલેર કરીને ગવરનર થયો હતો તે આવીને એસ્ટેટ ઉપર ઉતર્યો હતો ફરામજી સાથે ખાણી પાણી લીધેલી અને તેમના ઉમદા કામની પીછાણમા તે ઉમરાવજાદાએ તેમને એક દોઢ હજાર રૂપીઆની સાલ ભેટ આપી હતી પવાઇ એસ્ટેટની તરેહવાર ફ્રુટો ખેતીવાડી સોસાયટી પ્રદરશનમા દેખાવ દેવા જતી અને દર વેળાએ ઇનામો લઇ આવતી

**મહારાણી વિકટોરીયા ઉપર કેરીની ભેટ**

વિલાયતમા પહેલ વહેલી કેરીઓ કોઇબી ગૃહસ્થ તરફથી ભેટ તરીકે ગઇ હોય તો ફરામજી બનાજી તરફથી ગઇ હતી એવણે ૧૮૪૭ મા કે જે વેળાએ હાલના જેવી ઝડપથી સ્ટીમરો આવજા કરતી નહિ હતી અને મહીનાઓ પછી માલ આવજા થઇ શકતો હતો તે જમાનામા કેરી જેવુ નાજુક ફળ મહારાણી વિકટોરીયા ઉપર ભેટ દાખલ મોકલી આપવાનું બીડુ ઝડપ્યુ હતુ તે વખતે ફરામજીએ પોતાને હાથે એક

અંગ્રેજી પત્ર રાણી ઉપર લખ્યો હતો જે વાચવા જોગ હોવાથી અત્રે એમને એમ મુકી દઇશુ

**To Her Most Gracious Majesty**
**the Queen of England**

May it please your Majesty,

The improvement and extension of steam navigation have now happily brought your Majesty's dominions at home and your dominions in the Eastern world so closely together, that I venture most humbly and most respectfully to lay at your Majesty's feet some specimens of the celebrated Bombay mangoes, in earnest hope that this delicious fruit, which has never before been transmitted to Europe, may reach your Majesty in a state of preservation and prove acceptable Such precautions have been adopted to preserve the fruit as appear most efficacious, but if the botanists of your Majesty's dominions at home can prescribe a preferable method, it shall be adopted in the transmission of further supplies of this or any other kind of fruit peculiar to the country which has not hitherto been seen in Great Britain"

Your Majesty's most obedient
and faithful Eastern subject

Bombay,
13th May 1838 } FRAMJI CAVASJI

એની પીછાણુમા રાણી તરફથી એમને ખાસ એક પત્ર મળ્યો હતો કે જેમા એમની સેવાની પીછાણુ કરી હતી

ફરામજી એક સાહસીક પુરૂષ હતા તે આપણે જોઇ ગયા છીએ ખેતીવાડી ઉપરાંત એવણે ઘણીક સ્થાનીક કંપનીઓ સાથે સંબંધ ધરાવ્યો હતો એમાં તે વખતે

**ફરામજીનો જાહેર કંપનીઓ સાથે સંબંધ**

તરતની જી આઇ પી રેલ્વે હસ્તીમાં આવી હતી, તેની મૂળ સ્થાપના ઇંગ્લંડમાં થઇ હતી અને જે મુંબઇગરાઓએ થોડા ઘણા શેરો લીધેલા તેમાં ફરામજી એક હતા એવણે એક લાખ રૂપીઆ બસો શેરમાં રોકેલા જો કે પહેલાં કંપની ઉપર મુશકેલી આવી પડેલી કારણકે ઘાટ ખણી કાઢવામાં ઘણો પૈસો જોઇતો હતો પણ પાછળથી આ કંપની સધ્ધર બની હતી કંપનીની મશકેલીમાં ઘણા દેશીઓ ખમી ગયા હતા પણ ફરામજી ચીવટ થઇને વળગી રહ્યા હતા જેથી યુરોપીયનોમાં એમની આંટ બહુ સારી હતી

એજ રીતે વરાળ યંત્ર હસ્તીમાં આવવાથી તરેહવાર સાહસો અહીંઆ ઉભા થયેલા હતા એ સર્વમાં ફરામજી ઝંપલાવતા હતા, દાખલા તરીકે "કૉટન સ્પીનીંગ વીવીંગ કંપની" નિકળેલી હતી જેમાં એવણે અરધો લાખ રૂપીઓ રોક્યો હતો ઉદ્યોગ હુન્નર માટેની નિશાળ મુંબઇમાં સ્થાપવાનું એવણને પહેલ વહેલું સુજેલું હતું અને પોતાની હેયાતી દરમીયાન એક સ્થાપવા માટે ચળવળ ચલાવી હતી, પણ આપણા દેશીઓ એ આબદમાં આગળ નહિ વધેલા હોવાથી તેમની યોજના પડી ભાગી મુંબઈ એક્સચેન્જ બેન્કના ૧૬૦ શેર લઈ ને તેને મોટો ટેકો આપનારાઓમાં એઓ એક હતા

જ્યારે ૧૮૨૩ માં પહેલ વ્હેલી ઇન્શ્યુરન્સ કમ્પની નામે નવી બોમ્બે ઇન્શ્યુરન્સ સોસાયટિ કરીને નીકળી હતી ત્યારે તેના રૂા ૧૫૦૦૦ ) ના ૮૦ શેરો હતા તેમાંથી માત્ર ગણત્રીનાજ પારસીઓએ શેરો લીધા હતા ફરામજી શેઠ પોતે પણ લઇને કમ્પનીમાં એક ભાગીદાર તરીકે જોડાયા હતા આ રીતે પહેલ વ્હેલા વીમા સંબંધી ચળવળ કરનારા પણ તેઓજ હતા બીજે વરસે બોમ્બે લાઇફ ઇન્શ્યુરન્સ કમ્પની નીકળી હતી ત્યારે તેમાંબી એઓ ભાગીદાર હતા ૧૮૩૫ મા સરકાર તરફથી

પહેલ વ્હેલા સેવીંગ બન્ક સ્થાપવામા આવી હતી તેના એક ડીરેકટર દાખલ ફરામજી કાવસજીને ઠરાવવામા આવ્યા હતા વળી ૧૮૩૬ મા "બોમ્બે ચેમ્બર ઑફ કૉમર્સ" હસ્તીમા આવી તો તેને પણ સ્થાપવામા ફરામજીએજ કીમતી મદદ આપી હતી

બનાજી શેઠ જેટલા પૈસા વાળાને ઉઘોગી હતા તેટલા યકીનમા પ્રમાણીક ને સાચા હતા પોતાનો ધર્મ સમજવા સારૂ ઝંદ પહેલવી, ફારશી વિગેરે કીતાબોનો તરજુમો કરાવતા અને તે વાચતા એ રીતે "વદીદાદ" "યજશની" ના તરજુમા હજારો રૂપીઆ આપીને કરાવ્યા હતા એજ રીતે વળી અંગ્રેજી ગુજરાતી પણ વાંચવાનો ઘણો શોખ હતો એથી પોતે ઘણા ધરમાતુ અને નેક જીદગી ગુજારનાર હતા જેમ પોતાનો દિકરો ગુજરી ગયો ને સખાવતમા નાણા વાપર્યા તેમ ૧૮૩૧ મા એવણની એક દિકરી નામે દીનબાઇ ગુજરી ગઇ હતી તેવણના નામથી એવણે ચોપાટી ઉપર એક જમીનનો ટુકડો લીધો અને રૂપીઆ પચીસ હજારને ખરચે એક દખમુ બધાવ્યુ દખમુ ઇજાવ્યુ ત્યારે હજારો પારસીઓ એકઠા મળ્યા હતા અને સર્વે ઠેકાણે ફરામજીએ જાહેર તહેવાર પળાવ્યો હતો જાણુવા જોગ એ છે કે આ દખમાનો પ્લાન પહેલ વહેલા પારસી ઇજનેર પસાર થયેલા તેઓમા એક સોરાબજી પુણેગર હતા તેઓએ રચ્યો હતો બે વરસ રહીને ગવરનર ક્લેર આ દખમાની મુલાકાતે ગયો હતો અને તેને ફરામજીએ દખમાનો એક મોડલ આપ્યો હતો જે પાછળથી વિલાતની એશીયાટીક સોસાયટીમા મુકવામા આવ્યો હતો

બનાજીનુ દેખ્મુ

તે વખતે આપણામા એવી માન્યતા હતી કે પોતાના વડવાના પુન્ય અર્થે જો કઇબી ધર્મખાતુ બાધવામા આવે તો તે એક સવાબનુ કામ છે ફરામજી પોતે પોતાના બાપના એક દીનદાર અને તાબેદાર બેટા હતા પોતાના બાપના નામથી પોતાના ભાઇઓ સાથે મળીને બનાજીનુ આતશ બહેરામ સ્થાપવાનો ઇરાદો કર્યો હાલમા જ્યા ચરનીરોડનુ સ્ટેશન છે ત્યાં પહેલા દરીઓ હતો, એની પાસે એક જમીનનો ટુકડો લઇને

બનાજીનુ આતશ બહેરામ

કે જ્યા હાલ આતશ બહેરામ આવેલુ છે ત્યા એક બાધવાનો ઠરાવ કીધો દખમુ બધાવ્યા પછી ૧૪ વરસે આતશ બહેરામ હસ્તીમા આવ્યુ દસ્તુર જમશેદજી જામાસપ આસાનાએ સર્વે કીયા કામ કીધુ હતુ અને બધો મળીને અઢી ત્રણ લાખનો ખર્ચ થયો હતો જેમાથી એકથી દોઢ લાખ તો ફરામજીએ આપ્યો હતો, અને વળી ચાલુ નિભાવ ફડને સારૂ પવાઈ નજદીકના બે ગામડાઓ આપી દીધા હતા વળી રૂપીઆ એક લાખ ગહમ્બાર કરવા માટે એલાયદા મુકયા હતા અને પોતાના બે દિકરાઓ તેમજ ભત્રીજા અને ભાઇને ટ્રસ્ટીઓ નેમ્યા હતા પાછળથી જ્યારે ફરામજીના ધણીઆણી ગુજરી ગયા ત્યારે એવણના દિકરાઓએ નાણાની એક રકમ ભેગી કરીને દસ્તુરોને રહેવા માટેનુ મકાન વિગેરે કરી આપ્યુ

ઘડપણ થતા ફરામજીને પિશાબનુ દરદ લાગુ પડયું હતુ અને બહુએ ઉપાય કીધા પણ કઇ બન્યુ નહિ એટલે ૮૫ વરસની બુઝોરગ વયે પોતાના મજગામ ખાતે રહેવાના મકાનમા ૧૮૫૧ મા ૧૨ મી ફેબ્રુઆરીએ મરણ પામ્યા હતા

**ફરામજીનુ મરણ**

એમના પાછલા દિવસો સુખી ન હતા કારણ કે એમના બેટાઓએ એમને રજીદા કીધા હતા વળી મરણ આગળ એકજ વરસ અગાઉ એમનુ વહાણુ "સુલેમાન" મદ્રાસ ખાતે ડુબી ગયુ હતુ અને બીજુ કલકત્તામા બળી ગયુ હતું મરણ વખતે એમણે સારા દિવસો નહિ જોયા હતા એમની સઘળી દોલત એમના વિધવા બચુબાઈ પાસે ગઇ જેઓએ ૧૮૫૮ મા ૯૨ વરસની ઉમરે ગુજર્યાં ત્યા સુધી ધર્મી કામો કરવા પાછળ પોતાની જીદગી ગાળી હતી

ફરામજી સ્વભાવે ઘણા નેક હતા અને આકળા હોવાછતા કોઇનેબી તેનો ગુનાહ માફ કરવાને તૈયાર હતા સચ્ચાઇને ખાતર એવણે તરેહવાર દુખો વેઠયા હતા પ્રમાણીક નીષ્ઠાથી પોતાનો ધધોધાપો ઘણો વધાર્યો હતો બાપ બપાવા તરફથી દોલત મળી હતી તોબી ખતીલા કાળજીમદ અને ઉમગી હતા, ઘરસસારની જીદગીમા બહુ ખટપટ થયેલી ત્યારેબી ધીરજથી સઘળુ સહન કરી લીધુ હતું પચાયતના ટ્રસ્ટી તરીકે એવણે ઘણી સુલેહસપથી

**ફરામજીના ગુણો**

પોતાનું કામ બજાવ્યુ હતુ અને ખાનગી કુટુંબોમા વઢવાડ થતી ત્યારે ઘરમેળે બધા ફેંસલા ચુકવતા એક ઘણો રમુજી દાખલો છે એકજણો પંચાયતને અરજ કરવા ગયો કે મારી બરીથી મને છુટા છેડા આપો ફરામજીએ તેને ઘેર બોલાવ્યો અને પુછયુ કે તેનુ કારણ શુ ? જવાબ મળ્યો કે મારી બૈરી ઘણી કાળી છે અને મને ગમતી નથી ફરામજીએ બીજે દહાડે પાછો બોલાવ્યો અને તેજ ઓરડામા પોતાના ઘણીઆણીને પણ બોલાવ્યા જ્યારે ફરીઆદીએ ફરીને કહ્યું કે મારી બૈરી કાળી છે અને ગમતી નથી ત્યારે તરતજ પોતાના ધણીઆણી તરફ આગલી કરીને કહ્યું કે આ મારા ધણીઆણી તારી બૈરી કરતા વધારે કાળા છે છતા પણ હું તેમને રાખુ છુ અને તેવણુના હુકમસર ચાલું છુ પેલા ફરીઆદીને બહુ ખજાલત લાગી એટલે માફી ચાહી પોતાની બૈરીને પાછી પોતાને ઘર લઇ ગયો અને ફરામજીએ તેને સારી સેસ કરી આપી ફરામજી ઉદ્યોગી અને સાહસીક કેટલા હતા તેના અનેક દાખલાઓ ઉપર જોઈ ગયા છીએ

કામની સખાવતોમા જે કામ કીધા તેમની ટુંક નોધ ઉપર લીધી છે

**ફરામજીની સખાવતો**

પણ એ ઉપરાત સાર્વજનીક સખાવતો પણ ઘણી કીધી હતી પોતે કદમી હતા જેથી કદમીને લગતા ગહબાર ફંડો કાઢેલા હતા મોટા મોટા જાહેર ફંડો ઉભા થતા ત્યારે એઓ ભર્યાં વિના રહેતા નહિ, દાખલા તરીકે સર ચારલ્સ ફેરબસ ૧૮૧૧ મા ફારેગ થયો ત્યારે તેને એક "સરવીસ પ્લેટ" ભેટ આપવાના ફંડમા ૧૬૦૦ રૂપીઆ ભર્યા હતા એ રીતે એલેકસનડર બેલ્કે જે કાઉન્સીલનો મેમ્બર હતો તેને, જેમ્સ ક્રોફરડ કે જે જાણીતો મેજીસ્ટ્રેટ હતો, કરનલ બ્રુકસ કે જે સરકારી આરકીટેકટ હતો તે, ગવરનર એલફીન્સટન નેત્ર શાળાનો વડો વિલીયમ જેકરસન, કાઉન્સીલનો મેમ્બર જોન રોમર એ સર્વે નોકરીપરથી ફારેગ થયા હતા ત્યારે તેમને ભેટ આપવાના ફંડમા ફરામજી બનાજીની મુખ્ય મદદ હતી ઉત્તર હિંદુસ્તાનમા ૧૮૧૨ મા સખત દુકાળ પડયો હતો જેમા હજારો દેશીઓ મુબઇ તરફ નાસી આવ્યા

હતા ત્યારે શેઠ પેસ્તનજી બમનજી વાડીઆ, દેવીદાસ હરજીવનદાસ અને નાગરદાસ મોદીએ આ જાહેર ફંડ સ્થાપ્યુ હતુ જેમા પારસીઓએ એકંદર રૂા વીસ હજાર જેટલા ભર્યા હતા જેમા ફ્રામજીનો દોઢ હજાર જેટલાનો ફાળો હતો

૧૮૧૫ મા લશ્કરી સીપાઇઓને માટેના અસાયલમમા, વોટરલુની લડાઇનો નામાંકીત હીરો વીલ ગટન મરણ પામ્યો ત્યારે તેના ફંડમા, નેટીવ એડયુકેશનના બીલ્ડીંગ ફંડમા બોમ્બે જનરલ લાઇબ્રેરીના ભાડા ખાતે, પાંજરાપોળમા, ૧૮૩૭ મા સુરતમા આગ લાગેલી તેના સંકટ નીવારણ ફંડમા, ૧૮૩૭ મા કોટના દેવળમા ઘડીઆળ મુકાવી આપ્યુ હતુ તેમા, તેમજ ઉત્તર પશ્ચિમમા દુકાળ જાગેલો તેના નિવારણ ફંડમા વિગેરે, તેહવાર નાના મોટા ફંડોમા ફ્રામજી બનાજીએ પોતાનો હિસ્સો કોઇ ઠેકાણે બે હજાર તો કોઇ ઠેકાણે ચાર હજાર એમ ભરીઆપ્યો હતો એલફીન્સટન કૉલેજમા ૧૮૩૫મા ક્લેર સ્કોલરશીપ સ્થાપી હતી તેજ રીતે જમશેદજી જીજીભાઇ ટ્રાનસલેશન ફંડમા પણ એવણે ૧૮૪૨ મા રૂપીઆ ૫૦૦ ભર્યા હતા, ગ્રાંટ મેડીકલ કોલેજમા એક ઈનામ સ્થાપેલુ, રીડસ સ્કોલરશીપના સ્થાપક એ પણ હતા, ૧૮૫૦ મા સુવાવડ ખાતુ હસ્તીમા આવ્યુ ત્યારે તેના ફંડમા એવણે નાણા ભરી આપેલા હતા આ તો બધી એમની નાની સુની સખાવતો હતી

આ વખતે એટલુ જણાવવુ જરૂરનુ થઇ પડશે કે ૧૮૧૪ મા કેટલાક પારસી, હિંદુ મુસલમાનોએ મુબઇના ગવરનર સર આઇવીન નેપીઅનને અરજ કરી હતી કે પોલીસના માણસો રસ્તામા ફરતા જાનવરોને પકડી લઈ જઇ મારી નાખે છે માટે તેનો અટકાવ થવો જોઇએ આ અરજીમા વાડીઆ, પાડે, શેઠ વિગેરે ખાનદાનોની સહીઓ ભેગી ફ્રામજી બનાજીએ પણ કરી હતી અને ચળવળ જોશભર ઉપાડી લીધી હતી જે એમનો દયાળુ દીલ ગુરદો કેટલો હતો તે બતાવી આપે છે

મુબઇમા ગરીબ સ્ત્રીઓને માટે એક સુવાવડખાનુ સ્થાપવા બાબે ફ્રામજીએ જ હિલચાલ ઉપાડી હતી તે આપણે જોઇગુ ૧૮૫૦ ના

એપ્રીલ માસમા ટાઉન હોલમા ઑા મી બ્લૅન્કના પ્રમુખપણા હેઠળ અગ્રેજ તેમજ દેશીઓની એક જાહેર સભા મળી હતી જે વખતે સ્ત્રીઓના સુવાવડ વખતના મુશ્કેલ વખતે તેમને કીમતી મદદ મળવી જોઇએ એવુ ઠરાવવામા આવતા ગ્રાન્ટ મેડીકલ હોલ જેમાજ એક ઑબ્સ્ટ્રેટ્રીક ખાતુ સ્થાપવા સબધી ઠરાવ કરવામા આવ્યો તે માટે જે કમિટિ નેમાઈ તેમા ૬ પારસીઓ હતા એમાના એક ફરામજી શેઠ હતા

જ્યા હાલ ફરામજી કાવસજી ઇન્સીટયુટ તૂટી ગયુ છે ત્યા તેની પાસે પહેલા પોર્ટુગીઝ સરકારના વખતમા એક ધોબીએ પોતાના જાતભાઇઓ માટે એક તળાવ બાધ્યુ હતુ અહીંઆ ધોબીઓ કપડા ધોવા આવતા. એમ કરતા તળાવનુ પાણી બહુ ગદુ થઈ ગયું વળી ૧૮૩૯ મા વરસાદ નહિ પડવાથી સુકમણા થઇ ગયા તેથી ફરામજીએ પોતાને ખરચે તળાવને સાફ કરાવ્યુ અને ઉડુ ખોદાવ્યુ એની ઉપર ફરામજીને અરધો લાખ રૂપિયો ખરચ થયો હતો એક વરસ બાદ મુબઇના ગવરનર સર જોન કારનેક આ તળાવની તેમજ મુગભાટવાડીની મુલાકાત લેવા ગયો હતો અને તળાવને "ફરામજી કાવસજી ટેન્ક" કરીને નામ આપ્યુ હતુ અને એક શાલ તેવણને ભેટ આપી હતી

**ફરામજી કાવસજી અને ધોબીતલાવ**

ફરામજીની પહેલા જો કે હિંદુસ્તાનમાં રામ મોહન રાય જેવા બહુ મોટા આસામીઓ મરી ગયા હતા છતા તેઓના નામથી એવી જાહેર સભા મળી ન હતી કે જ્યા આગળ સરકાર તેમજ પ્રજા, કોમ તેમજ પર કોમ સર્વ એકઠા થઇને મરહુમના ગુણની તારીફ કરી હોય. ફરામજી કાવસજીના મરણ બાદ એવી સભા મળી હતી અને તે હિંદુસ્તાનમા પહેલ વહેલી હતી સદર અદાલતનો વડો જજ્જ લગેઇટ હતો તેના પ્રમુખપણા હેઠળ ટાઉન હોલમા એક ગજાવર મીટીગ ભરવામા આવી હતી તે વખતે હિંદુઓમા જગન્નાથ શકર શેઠ, મુસલમાનોમા મહમદ ભાઇ રોગે ત્યાર પછી નારાયણ દીનાનાથ, વરજીવનદાસ માધવદાસ વિગેરે જેવા હિંદુભાઇઓ અને સૌથી મશહુર પારસીઓ હાજર હતા.

**ફરામજીના માનમા મળેલી સભા**

સર અરસકીન પેરી અને વગેરેએ ઘણા જુસ્સાદાર અને જાણવાજોગ ભાષણો કીધા હતા જેમ કરતા સર અરસકીને નીચે મુજબ જણાવ્યુ હતું'—

## સર અરસકીન પેરીએ કરેલી સ્તુતી.

You, as his friend and as your colleague Mr Chairman, know how highly I estimated the character of our deceased friend He was not a scholar and for the last ten years of his life he was not a wealthy man, indeed, he had fallen into evil days, and yet he managed to secure the esteem and love of all who came within his influence, and the question which suggests itself is what were the qualities which now we esteem and love which he possessed of all the inhabitants of Bombay His eminent good citizenship He possessed that virtue, not common among people now, in an eminent degree It is a virtue too little exemplified by our Hindu friends, who, I hope, will excuse me for so saying, nor is it universal among the Parsis, but it is more so among them and among other classes Framji Kavasji exercised that virtue more than others of his countrymen he was a steady good citizen, bold enough to speak out his opinion, and energetic to exert himself to do his country good. These virtues we are desirous to see universal

ત્યાર બાદ જગન્નાથ શંકર શેઠે એવો ઠરાવ મૂકયો હતો કે ફરામજી કાવસજીની યાદગીરી જાળવવી અને પ્રોફેસર પેટને ટેકો આપતા એવુ જણાવ્યું હતું કે ફરામજી કાવસજી ઇનસ્ટીટયુટ નામનુ એક મકાન ઊભુ

કરવુ કે જ્યા આગળ સ્ટુડન્ટસ લીટરરી અને સાયનટીફીક સોસાયટીની દેખરેખ હેઠળ એક મ્યુઝીયમ તેમજ લેકચર રૂમ, લાયબ્રેરી વિગેરે સ્થાપવામા આવે એમ કરતા પ્રોફેસર પેટને એક બહુ જાણવા જેગ ભાષણ કીધુ હતુ અને ફરામજી શેઠની સેવાની બાબજા સ્તુતી કરી હતી સર અર્સકીન પેરીએ જે તારીફ કરી હતી તે ઉપર ટાકવામાં આવી છે પણ એ વખતે દાદાભાઇ નવરોજી એલફી-સ્ટન ઇન્સ્ટિટયુટમા પ્રોફેસરના નવા સવા ઓદ્ધા ઉપર આવેલા હતા તેવણેબી આ તર્કે એક બહુ અસરકારક ભાષણ કરતા પોતાની સ્ટુડન્ટસ લીટરરી સોસાયટિને મદદ મળે તે સારૂ ફરામજી કાવસજી ઇન્સ્ટિટયુટ સ્થાપન કરવાની સખત ભલામણ કીધી હતી

મહુર્મ ફરામજી તરફથી માનવામા આવેલો આભાર

આ વખતે સભાને છેડે શેઠ સોરાબજી પેસ્તનજી ફરામજી કે જેઓએ પાછળથી લગભગ રૂપિઆ ૭ હજાર ફરામજી કાવસજી ઇન્સ્ટિટયુટમા ભર્યાં હતા તેઓએ પોતાના બપાવા તરફથી ઉભા થઇને એક ભાષણ આપ્યુ હતુ જે ઉપરથી જણાયછે કે ફરામજી શેઠ પોતે કુટુમ્મ કબીલા તરફ કહેવા માયા અને મમતાથી વર્તતા હતા અને એમની હસ્તી વટીક કુટુમ્બમા ગોયા રોશની પાથરનારી હતી આ સોરાબજી શેઠ પોતે ભણેલા હતા એટલે એમને વિદ્યા અભ્યાસ તરફ કુદરતી શોખ હોય એ બનવા જેગ છે એમણે પાછળથી કેટલીક લાઇબ્રેરીઓને ઘણી કીંમતી ચોપડીઓ ભેટ કરી હતી જેમાથી કેટલીક મુલ્લા ફીરોઝ લાયબ્રેરીમા પણ છે આ ચોપડીઓમા ખાસ કરીને ઇરાનની તવારીખને લગતા ઓરીજીનલ ચિત્રોના જે પોથા છે તે આજે કેથે મળતા પણ નથી

" બોમ્બે ટાઇમ્સે " ફરામજીની કરેલી સ્તુતી

ફરામજી પોતે જેટલી કેળવણી, વિદ્યા હુન્નર વિગેરેને ટેકો આપનારા હતા તેમ વળી તેઓ છાપાને પણ મદદ કરનારા હતા સર ચાર્લ્સ મેટકાફ જ્યારે બ્રિટિશ કમ્પની તરફથી ગવર્નર–જેનરલ નેમાયો હતો ત્યારે તેણે છાપાનુ છૂટાપણ પહેલ વ્હેલું આપ્યુ હતુ તેજ જમાનામા ફરામજી જીવતા હતા મુબઇમા " મુબઇ સમાચાર " જેવુ પત્ર ફરદુનજી બહેરામજી મર્ઝબાન ચલાવતા હતા અને અગ્રેજીમા " બોમ્બે ટાઇમ્સ " મુખ્ય હતુ

કે જેને અગાઉના પારસીઓનો મોટો ટેકો હતો જ્યારે ૧૮૫૧ મા ફરામજી ગુજર્યાં ત્યારે "ટાઇમ્સ" નો અધિપતિ ડૉ બ્યુઇસ્ટ હતો કે જે ફરામજીનો અ ગત મિત્ર હતો બ્યુઇસ્ટ ફરામજીનો કેટલો આભારી હતો–ગોયા છુટાપણુ ભોગવતો એક છાપો ફરામજી શેઠને કેટલો આભારી હતો ને તેણે ફરામજીના મરણને દિવસે એક લબાણુ આર્ટિકલ લખી તે ઉપરથી જણાય છે બ્યુઇસ્ટ એ સબધમા પોતાના લખાણમા જણાવેછે કે–

"A vast addi ion to the number of the European community and increase to the merchandise of the Presidency having been occasioned by the operations of the new charter fostered as they were by the exertions of a succession of able and patriotic administrations in the period just preceding 1840, it became apparent that new life-blood was wanted in the press, and that newspapers must from henceforth have much more important tasks to perform than the announcement of the reliefs of the army, the chronicling of the movements of the Governor, or festivals at Government House, the accidents of the chase or calamities of famine or conflagration A free press was desiderated for the advocacy of public measures now that freedom of discussion had been permitted to newspapers and a public created for their perusal, while the opening up of the overland communication was beginning to permit the transmission of enlightenment to the people at home through the journals of India To this as to all other changes in the political sky the subject of our notice was fully alive, and Framji Kavasji was one of the first of those who

exerted themselves to bring into existence the journal which now chronicles his demise" "બોમ્બે ટાઇમ્સ" જે પાછળથી "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ"મા ફેરવાઇ ગયું તેને હસ્તીમા લાવનારાઓમા ફરામજી એક આગેવાન હતા તે છેલ્લા વાક્યપરથી આપણને જણાઇ આવે છે

કેળવણી વિગેરેના કામમા ફરામજી શેઠ ઉદાર વૃત્તિથી વર્તતા હતા તેનો એક વધુ દાખલો એ છે કે જ્યારે ૧૮૨૨ મા મોબેદ ફરદુનજી મર્ઝબાનજીએ પહેલ વ્હેલુ સમાચાર પત્ર કાઢયુ હતુ ત્યારે તેમા બધા મળીને ૬૭ પારસીઓએ ઘરાક તરીકે પોતાના નામ નોંધાવ્યા હતા એમા ફરામજીનુ પણ એક હતું વળી બીજી અનેક રીતે પણ આ પત્રને એઓએ ટેકો આપ્યો હતો

**ફરામજી અને જાહેર જીદગી**

ફરામજી કાવસજી બનાજીએ ખરૂ જોતા હાલની મુબઇની જાહેર જીદગીનો ગોયા પાયો નાખ્યો હતો તેવણુ અને ત્યાર બાદ નવરોઝજી ફરદુનજી એ બે જણાને દાદાભાઈ નવરોજી અને સર ફીરોઝશાહ મહેતાની મહાન જાહેર જીદગી આભારી છે. સર ફીરોઝશાહ હમેશા કહેતા કે જાહેર જીદગીનો પહેલ વ્હેલો પાયો નાખનાર ફરામજી કાવસજીજ હતા એ રીતે દાદાભાઇ નવરોજીબી ફરામજીના આ સબધને મધુર રીતે યાદ કરતા

**ફરામજી કાવશજી ઇન્સ્ટિટયુટ**

આ મકાનની હસ્તી કેમ થઇ તે આપણે જોઇ ગયા છીએ તેને લગતુ જે ફડ ખોલવામા આવ્યુ હતુ તેમા પહેલા હફતામા પારસીઓએ રૂપિયા ૪૨૮૫, યુરોપીઅનોએ ૩૭૫૫ હિંદુઓએ રૂા. ૧૨૭૭, મુસલમાનોએ ૨૫૬, યહુદીઓએ રૂા ૫૦ અને પોર્ટુગીઝોએ રૂા ૧૫ મળીને એકદર જુમ્લો રૂા ૯૬૩૮ નો થયો હતો જેમાં મુબઇ સરકારે રૂા ૪૦૦૦ ઉમેર્યા હતા વધારે ઉઘરાણુ થતા સ્ટુડન્ટસ લીટરરી સોસાયટિએ રૂપિયા ૬૦૨૦ ભર્યા હતા સૌથી વધુ રકમ પાછળથી ૫૪૨૦૦ જેટલી શેઠ સોરાબજી પેસ્તનજી ફરામજીએ ભરી હતી જેઓ મર્હુમના દીકરાના દીકરા થતા હતા સપટેમ્બર ૧૮૬૪ મા લાઇબ્રેરી ખોલવામા આવી હતી અને

ઇન્સ્ટિટયુટનુ મકાન તેજ સાલમાં ફેબ્રુઆરીની ૨૪ મી એ ખોલ્લુ મૂકવામા આવ્યુ હતુ

૧૮૬૨ ના ફેબ્રુઆરી માસમા ઑન શેઠ જગન્નાથ શકર શેઠના પ્રમુખપણા હેઠળ ફરામજી કાવસજી તળાવ નજીક ઇન્સ્ટિટયુટનો પાયો નાખવામા આવ્યો હતો જે વખતે મુબઇના સર્વે નામાકિત પુરૂષો હાજર હતા જગન્નાથ શેઠે બહુ કીમતી વિવેચન કીધુ હતુ છેવટે તેવણે જણાવ્યુ હતુ કે × × × "Framji Cavasji was one of those whom you would call 'Old Bombay" and for my my old friend and for that class of 'old' Bombay," I would express the hope that, when in the enjoyment of the benefits thus secured to you by them in this instance as well as in numerous others you may have a kindly thought for those to whom you are indebted for them" જગન્નાથ શેઠે તખ્તી જડી હતી જેમા પાયાની તારીખ વાર તેમજ ફરામજીનું નામ સર્વે કોતરવામા આવ્યુ હતું

પહેલા મ્યુઝીઅમ અને બીજા પ્રકારના કેળવણીને લગતા હથિયારો પણ આજ ખાતામા મેલવાની ભલામણ કરવામા આવી હતી, પણ પાછળથી વીકટોરીઆ મ્યુઝીઅમ સ્થપાયુ એટલે મ્યુઝીઅમ વિગેરેને લગતી સર્વે ચીજો ત્યા લઇ જવામા આવી હતી અને ઇન્સ્ટિટયુટ જે કામો માટે પાછળથી તે આજ સુધી વાપરવામા આવતુ હતું તેને માટેજ રાખવામા આવ્યું હતુ આ આલીશાન મકાનમા દરેક પ્રકારના મહાન મેળાવડા થયા હતા અને દાદાભાઇ નવરોજી, ફીરોઝશાહ મહેતા, મહાદેવ રાનાડે, ગોપાળ ગોખલે, કાશીનાથ તેલગ તેમજ તેવાજ યુરોપીઅન વકતાઓએ તરેહવાર પ્રકારના ભાષણ આપ્યા હતા દરેક પ્રકારની સાર્વજનિક હિલચાલનુ બી ફરામજી કાવસજી ઇન્સ્ટિટયુટમા રોપાયલુ તવારીખમા નોધાયું છે

રસ્તમજી અને ખરશેદજી કાવસજી બાવાના બીજા દીકરાઓ અને ફરામજીના ભાઇઓ થતા હતા તેઓ વિષે થોડુ ક જણાવવુ લાયક થઈ પડશે પારસીઓમા સાહસિક જુસ્સો ઘણો છે તે તો ખુદ આજેથી આપણુને જાણીતી બીના છે પહેલા તો ગોયા દરેક પારસી બચ્ચો પોતાનો સ્વતંત્ર ધંધો સ્થાપવાની પોતાની ફર્જ સમજતો આજે પારસી જુવાન્યાઓ થોડુ ઘણુ શીખ્યા નહિ શીખ્યા એટલે નોકરીચાકરીએ લાગી જાય છે અને પછી તેમા સબડયા કરે છે અને આગળ વધવા યા સ્વતંત્ર ધંધો ધાપો હાથ ધરવાની કશીબી વેતરણ કરતા નથી તેમ પહેલાં હતુ નહિ રસ્તમજી કલકત્તે ગયા હતા અને સ્વતંત્ર વેપાર બહોળા પાયાપર કરવા માડયો હતો તેમના કેટલાક વ્હાણો દર્યાપર મુસાફરી કરતા હતા કલકત્તામા તે વખતે બ્રીટીશ કમ્પનીની સત્તા હતી અને વેપાર વણજમા પણ તે સૌથી પહેલુ આવતુ હતુ પહેલા તો રસ્તમજીએ એકલાજ જઇને ત્યા ધંધો શરૂ કીનો હતો પાછળથી બૈરી છોકરાને બોલાવ્યા હતા જે ઉકમાઇની મુસાફરી વિષે આપણે આગળ એશારો કરી ગયા છીએ વેપારી અને વ્હાણુના માલેક દાખલ તેઓએ ગંજાવર બીઝનેસ સ્થાપ્યુ હતુ એક વખતે તેઓ ખુદ પૂર્વના શાહ સોદાગર ગણુાતા હતા એમની પેઢી ઉપર સોનુ રૂપુ ગણવા સારૂ મહેતાજીઓની ફોજ ગોયા લાગતી. આજે એક કુટુમ્બ વિષે એમ કહેવામા આવે છે કે તેમને ત્યા દરરોજ શેર સોનુ આવે છે પણ રસ્તમ-જીને ત્યા તો રોજનુ ગોયા મણુ સોનુ રૂપુ ભેગુ થતું ફરામજી કરતા રસ્તમજી બહુ નસીબવાળા હતા, ફરામજી પાસે મોટી દોલત નહિ હતી, પણ રસ્તમજી માલે તુજાર થતા હતા પાછળથી જમાનાની ગીર દેશને લીધે એઓ પર ભારે નુકસાની આવી પડી કલકત્તામા યુનિયન બેન્ક નીકળી હતી આ બેન્કનુ કામ unlimited હતું એટલે તેણે હદ બાહેર ઝીપલાવવા માડયુ એના મોટામા મોટા શેરહોલ્ડર રસ્તમજી શેઠ હતા આ બેન્કે એકાએક દીવાળુ કાઢયુ તેની સાથે રસ્તમજી પણુ પડી ભાગ્યા આ ગોયા તેમનાપર મોટી આફત હતી કલકત્તે તેવણે પરમાર્થી અને પરગજુ ખાતાઓ સ્થાપ્યા હતા એટલે દરેક બંગાળી, શુ કોમ કે પરકોમ, એમની મદદે આવ્યો હતો પણ એ ફટકામાથી રસ્તમજી પાછા ઊઠી

રસ્તમજી કાવસજી બનાજી

શક્યા નહોતા  ફરામજીના મરણ પછી એવણ બીજેજ વરસે ગુજર પામ્યા હતા  તેમના મરણની નોધ લેતા ત્યા આગળના સર્વેથી આગેવાન પત્રે તેમની જાબજા સ્તુતિ કરતા તેવણે સુધારાની પહેલ કરી હતી એ વિષય ઉપર ખાસ ભાર મેલીને જણાવ્યુ હતુ  તેના છેવટના વાક્યમાં રસ્તમજીના દીલગુરદા વિશે તે પત્ર જણાવે છે કે × × × Rustamji was extremely liberal while he had the means, and there must be many yet living who have felt his kindness when it was of the utmost value to them" વળી "Friend of India" કરીને એક બીજુ પત્ર નીકળતુ હતુ તેણે ટીકા કીધી હતી કે, "× × × He was remarkable not only for his enterprising spirit but for his freedom from the prejudices of the East, and for a European cast of thought peculiar to his countrymen among Asiatics  In the days of his prosperity he gave like a 'Merchant prince,' and sedul usly mulated the example of his intimate friend, Dwarkanath Tagore" વાચનારને કહેવાની જરૂર નહિ હોય કે આ દ્વારકાનાથ ટાગોર તે હાલના રવિન્દ્રનાથ ટાગોરના વડવા અને બ્રહ્મો સમાજના મોટા હિમાયતી અને સુધારા વધારાના ચુસ્ત સેવક હતા  એમના સમાગમથી રસ્તમજીના આચાર વિચારો ઘણા છુટા થયા હોય એ નહિ બનવા જોગ નથી  રસ્તમજીના બેટા માણેકજીનુ નામ જે જણાય છે તેવણ પોતાના ભાઇ દાદાભાઇ સાથે ચીનનો મોટો વેપાર ચલાવતા હતા અને કલકત્તામા એક વખત નામીચા વેપારી હતા  તેવણ વળી ઇરાની કોન્સલનો ઓહદો પણ ધરાવતા હતા અને સરકારે પાછળથી એમને કલકત્તાના એક શેરીફ દાખલ પણ નીમ્યા હતા

રસ્તમજી ડૉકના માલેક

આ રસ્તમજી મોટા મુસાફર હતા  ચીન, મદ્રાસ અને સીલોન તરફ કેટલીક વખત મુસાફરીઓ કરી હતી, અને છેક પાછળથી કલકત્તા ખાતે વસવાટ કરીને રહ્યા હતા એવણ પહેલા તો ટરનરની કમ્પનીમા જોડાયા હતા અને પાછળથી એટલે ૧૮૧૯ મા ટરનરની કમ્પનીમા ભાગીદાર થયા

હતા ફીડરપોરનો જે મોટો ડૉક છે તે એવણુ કેટલાક વેપારીઓની સાથે રૂપિયા સાડાત્રણ લાખે ખરીદયો હતો એ ઉપરાત શાલકીઆ ડૉક પણ રૂપિયા બે લાખે ખરીદયો હતો ૧૮૩૭ મા જ્યારે રાણી વિકટોરીઆ ગાદીએ બેઠા હતા તેજ વર્ષે "કલકત્તા ડાઇગ કપની" હસ્તીમા આવી હતી જેના રસ્તમજી સેક્રેટરી હતા

ચાળીસ વ્હાણુના વેપારી

રસ્તમજી પોતાના હાથ હેઠળ ચાળીસ વ્હાણુની માલેકી ધરાવતા હતા એમાના કેટલાક જ્યારે બ્રિટિશ સરકારને ચીન સાથે લડાઇ જાગી હતી ત્યારે સરકારે ખરીદી લીધા હતા, અને તેની લખ્ખોથી ઉપજ આવતી હતી

ખરશેદજી કાવસજી

વ શાવળીમા ફ્રામજીના બીજા ભાઈ ખરશેદજીનું નામ જોવામા આવશે તેવણુ પોતાની જીદગી દરમ્યાન પારસીઓ વચ્ચે ઘણુા માનપાન પામેલા થઇ ગયા હતા તેવણે પોતાનો વેપાર ધ ધો મુબઇજ રાખ્યો હતો અને ઘણીક યુરોપીઅન પેઢીઓ સાથે તેઓ સબધ ધરાવતા હતા અને એમને ત્યા મોટામોટા યુરોપીઅન અમલદારોની ચાલુ આમદ થતી પોતે વેપાર ધધામા આગળ પડયા પછી પોતાના હમકોમીઓથી એમજ આગળ વધે એ ઇરાદાથી ઘણુા હમકોમીઓને પૈસા ટકા તેમજ પોતાની સેવાની કીમતી મદદ આપતા મુબઇમા ત્રણ આતશ બહેરામો મુખ્ય ગણાતા પહેલ વ્હેલુ આતશ બહેરામ ૧૭૮૩ મા દાદીભાઇ નશરવાનજી દાદી શેઠે બાધ્યુ હતુ બીજુ ૧૮૩૦ મા હોરમસજી બહમનજી વાડીઆના બેટાઓએ પોતાના વડવાના પૂણ્ય અર્થે બાધ્યુ હતુ અને ત્રીજું ૧૮૪૫ મા બનાજીનુ આતશ બહેરામ બાધવામા આવ્યુ હતુ જ્યા ફ્રામજી કાવસજી, ખરશેદજી કાવસજી અને રસ્તમજીના બેટા દાદાભાઇએ મોટો હિસ્સો ભર્યો હતો ખરશેદજી પોતા પાછળ પોતાના બેટાઓ માટે સારૂ નાણુ મૂકી ગયા હતા અને એક બેટા નવરોજીનો બેટો મચેરજી વરસો સુધી મ્યુનિસિપાલિટિ મધે બેઠો હતો અને તેવણે જાહેર જીદગીમા ઉલટ ભર્યો ભાગ લીધો હતો

ખરશેદજી પહેલ વ્હેલા તો એક સાધારણ દુબાશ તરીકે કામ કરવા લાગ્યા હતા પાછળથી એઓ રેમીંગ્ટન કમ્પનીમા એક દલાલ તરીકે રોકાયા હતા અને પાટક અને કામાવાળાઓ સાથે ખરશેદજી કાવશજી અને કમ્પનીના નામે બહુ મોટે પાયે વેપાર ચલાવતા હતા એવણુ પાસેબી છ વ્હાણુ હતા અને કોલાબામા જે ગ્રાન્ટસ બીલ્ડીંગ્સને નામે મકાન ઓળખાય છે તેના માલેક એવણુ હતા છાપ્ટીની આસપાસ સાતેક ગામડાઓ એવણુને સરકારે પહેલા વાર્પિક ભાડાને પેટે આપ્યા હતા જે એવણે એટલા સરસ રીતે ખીલવ્યા હતા કે પાછળથી સરકારે ૧૮૪૩ મા તે સર્વે એકદમ રૂપિયા ૩૦ હજાર લઇને એમના એમ એવણુને સપુરદ કીધાં હતા એવણુ સરકારના જસ્ટીસ ઓફ ધી પીસ ઉપરાત ૫ ચાયતના એક માનવત ટ્રસ્ટી હતા ૧૮૪૭ મા એવણુ મરણુ પામ્યા હતા એવણુની સખાવત એટલી બધી અને સાર્વજનિક હતી કે જ્યારે એવણુ ગુજર્યાં ત્યારે સર્વે કોમે એક અવાજે પોતાની દીલગીરી પ્રદર્શીત કીધી હતી

ખરશેદજી એક મોટા વેપારી તરીકે.

ફરામજીના બીજા ભાઇઓ એ રીતે વેપાર વણુજ અને ધધાધાપામાજ ગોઠવાઇ ગયા હતા તે એવણુની બોલબાળાથી

"નૂરે એલમ" મા જણાવવામા આવ્યુ છે કે —અગાઉ મુબઇમા વર ાા મહાન પારસી વેપારીઓમા જેટલી વેપારના ઉમગ અને છટા હતી, તેટલી હાલના પારસી વેપારીઓમા નથી, તે લીધે અસલી વેપારીઓને અમોએ શાહ વેપારીનુ નામ આપ્યુ છે અગાઉ ફક્ત એખલા એક પારસી કુટુબના વેપારીઓમા ૩૬ વાહ ણુ હતા, તેની કેટલીક જાણુવાજોગ તવારીખ નોધના આકારે અમારા હાથમા આવી છે, તે ઉપરથી તેને કઇ ટપકાની લઇએ છે કે રખે વખતના વહેવાથી આવી મોતેબર હકીકત આપણામાથી ગુમ થઇ જતી રહે.

બનાજી ખાનદાનના ૩૬ વ્હાણુ શાહ પારસી વેપારીઓ

જે ખાનદાન વિશે અમે બોલીએ છીએ તે બનાજીનુ ખાનદાન છે તેઓના ધણીપણુામા જુદા જુદા રાજવાલાઓના વાવટા તળે સઘળા

મલી ૩૬ મોહોટા વાહાણો હતા, તેમા મુખ્ય કરી ચીન અફીન લઇ જનારી "ક્લીપરો" હતી તેમના માલેક કલકત્તાવાળા શેઠ રૂસ્તમજી કાવસજી અને તેમના નબીરાઓ શેઠો દાદાભાઈ રૂસતમજી અને માણેકજી રૂસ્તમજી હતા. આ પહેડી કલકતા, મધરાસ, મુબઇ, ઇરાની અખાત, મોલમીન, મોરીશીઅસ, સ્ટ્રેટસ ઓફ મલકા, બટેવીઆ, સીઆમ મજાલા અને ચીન ખાતે વેપાર ધુમધુકાર ચલાવતી હતી

આ કુપનીને હસ્તકના કેટલાક વાહણોની વીગત જાણવા જોગ છે જે અમારા હાથમા આવવાથી નીચે આપીએ છીએ

૧, સીલ્ફ—આ નામીચી અફીમ લાવ લઈ જાવ કરનારી કલીપર કલકતામા બાધી હતી તેની બાધણી એવી હતી, કે ગમે તેવા મોહનો પવન ફુકે તેમા ચાલી શકે એકવાર આ ક્લીપરે કલકત્તાથી ચીન સુધીની સફર ન મનાઇ શકાય એટલી ટુક મુદતમા યાને ૧૬ દાહાડામા કીધી હતી ૧૮૩૫ મા તે ચીન જતા ભાગી આ વેળા તેમા કીમતી અફીમ ભરેલુ હતુ વાહાણને ઓનરેબલ ઇસ્ટ ઈંડીઆ કુપનીની મનવાર કલાઇવે બચાવ્યું, પણ મનવારને આ નોકરી બજાવવા થકી મોટી "સાલવેજ" ભરી આપવી પડી સીલ્ફને ૧૮૪૧ મા ફરીથી બાધવામા આવી એકવાર તે વાહાણ "કાવસજી ફેમીલી" સાથે અફીમ વેચવા સારૂ લગર નાખીને પડી હતી, તે વેલાએ એક ચીનાઇ મનવારે તેનો કુબાલો ધરયો, પણ સીલ્ફ પોતાની ઘણી ઝડપી ચાલને લીધે છટકી જવા પામી ચીનના લશકરના વડા આડમીરલ સર જાન ગારડન બેમારે સીલ્ફનેમનવાર બનાવવા માટે સારી કીમત આપીને ખરીદવા માગી, પણ ધણીઓએ આ નામીચા વહાણને વેચવા ના પાડી

૨—કાવસજી ફેમીલી—આ ઘણીજ મજબુત ક્લીપર ૧૮૩૬ મા કલકતામા બાધવામા આવી હતી. તેનો કપતાન રાબરટ વાલેસ નામનો હતો ચીન અને કલકતા વચે તે એક વરસમા આઠ સફર કરતો હતો ૧૮૪૧મા સીલ્ફની જોડે તેની પુઠેબી ૫દર ચીનાઇ મનવારો લાગી, પણ કાવસજી ફેમીલીના કપતાને મરદાનગીથી તેઓ સાથ લડી તેમાની કેટલીકોને માર મારી તે છટકી જવા પામીઓ આ માનીતું વાહાણ પછવાડેથી મસકતના

સુલતાને ખરીદ કરી તેની મનવાર બનાવી તેનુ નામ "પ્રીન્સ ઓફ વેલ્સ" પાડીયુ

૩—રૂસતમજી કાવસજી—આ વાહાણુ ચીન ખાતે શેઠ દાદાભાઈ રૂસતમજીની પહેડીને માટે કલકત્તામા બાંધવામા આવ્યુ હતુ, અને શેઠ દાદાભાઇના પીતાના નામ ઉપરથી તેનુ નામ રૂસતમજી કાવસજી પાડયુ હતુ આ વાહાણના દેખાવની ઘણી તારીફ કરવામા આવી હતી ૧૮૪૦ મા ચીનની લડાઇની વેળાએ, તેને વડી સરકારે ચારટર કીધુ હતુ ૧૮૫૦ મા કલકત્તાથી ચીન જતા તે ડુબુ, અને તે ઉપરના ખલાસીઓ, ઉતારૂઓ, શેઠીઓ, ગ્રહસ્થો, ચાર હજાર ગાસડી રૂ, અને કીંમની અફીણની પેટીઓ સઘળુ પાયમાલ થઇ ગયું

૪—ફરામજી કાવસજી—આ ફકડ વાહાણુ ઘણુજ સરસ દેખાવનુ એક હજાર ટનનુ શેઠ રૂસતમજી કાવસજીને માટે કલકત્તામા બાંધવામા આવ્યુ હતુ, અને મુબઇના જાણીતા મરહુમ અડાબર શેઠ ફરામજી કાવસજી જેઓ રૂસતમજીના ભાઇ થાય તેમનુ નામ આપ્યુ હતુ આ વાહાણને દરીઆમા ઉતારતી વેળાએ ગવરનર જનરલ વગેરેની હાજરીથી મોટી રચના થઇ હતી વાહાણુની બાંધણી લશકર લાવ લઇ જાવ કરવાને ઘણી લાનક હોવાથી દરીઆમા ઉતરતાજ વડી સરકારે તેને ચીનની લડાઇને માટે ચારટર કીધુ ૧૮૪૧ મા હાગકાગ આગલ તે સખત તુફાન ખાઇ ગયુ, અને ભાગુ શેઠ રૂસ્તમજીની પહેડીએ વાહાણને ઈંગલાંડ મોટે ખરચે મોકલ્યુ, પણ તાહાથી પાછુ કરતા ઘણાક અકસમાત નડયાથી બારકસ જેવુ થયુ અને કાહાડી નાખવામા આવયુ

૫—ખરશેદજી કાવસજી—આ વાહાણ વેલાતમા બાંધેલુ હતુ, તેને ચીનમા ખરીદ કરી કલકત્તામા નવેસરથી સમારવામા આવ્યુ, અને શેઠ દાદાભાઇ રૂસતમજીના કાકાનુ નામ આપવામા આવયુ પછવાડેથી એક અરબ વેપારીએ તેને ખરીદ કીધુ અને સફરમા ચીનના દરીઆમા ડુબી ગયુ"

આ રીતે બીજા ૩૧ વ્હાણોની ટુક તવારીખ આપવામા આવી છે જે ણાય છે કે એ સઘળા વ્હાણો ચીન, બરમા, કલકત્તા,

સીંગાપૂર મદ્રાસ વિગેરે ઠેકાણે ફરતા હતા અને તેઓમા ઘણો ખરો રૂ, અફીણ, સાગનુ લાકડુ, નગદ નાણુ અને ખુદ ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીના દસ્તાવેજો વટીક લાવ લઇજા કરવામા આવતા હતા કેટલાકમા સરકારના સીપાઇઓને લડાઇ દરમ્યાન એક ઠેકાણેથી બીજે ઠેકાણે લાવ લઇજા કરવામા આવતા હતા ઉપલુજ પત્ર આગળ જણાવે છે કે -"આ મસ વાહાણો ઉપર ખરચબી મસ થતો હતો દરેક વાહાણ ઉપર દર માસે ચાર હજારથી સાત હજાર રૂપીઆ પગારના વેહેચાતા હતા યાને જો રૂપીઆ પાચ હજારનીજ સરાસરી લઇએ તો દર માસે ૨૬ વાહાણો ઉપર માણુસોનો પગાર રૂા ૧ લાખ ૩૦ હજારનો થતો હતો "

બાબુ માણેકજી બનાજી

માણેકજી બનાજી રૂસ્તમજી બનાજીના બેટા થતા હતા તેઓ કલકત્તાના નામીચા વેપારી હતા એવણ કલકત્તા વાસીઓમા ઘણા લોકપ્રીય થઇ પડયા હતા તેથી એવણને બાબુ માણેકજી કહેવામા આવતા એવણ કલકત્તાના એક વખતના શેરીફ હતા અને એજ પદવીએ એમના બેટા હીરજીભાઇનેબી ચઢાવવામા આવ્યા હતા પાછળથી ૧૮૯૮મા બ ગાળના લેફ્ટનન્ટ ગવરનર સર હેનરી પ્રીન્સેપે એવણની તસવીર ખુલ્લી મેલી હતી ત્યારે માણેકજી બાબુની ૫૪ વરસની આટ અને કીર્તિ માટે જાબજા તારીફ કરી હતી હીરજીભાઇ ૬૦ વર્ષની ઉમરે ગુજર્યા હતા અને સરકારે એમને સી આઇ ઇ નો એલ્કાબ વટીક આપ્યો હતો હીરજીભાઇએ પોતે એટલી સરસ કીર્તિ અને માન મેળવ્યા હતા કે એમના મરણ બાદબી કલકત્તાની ખાસો આમ પ્રજા એમના આભાર હેઠળ હતી એથી એમના બેટા રૂસ્તમજીની એમની દરેક જગ્યાએ નેમણુક કરવામા આવી હતી જ્યારથી કલકત્તાની કોરપોરેશન હસ્તીમા આવી ત્યારથી તે છેક રૂસ્તમજીના વખત સુધી બનાજી ખાનદાનના નબીરાઓ તેમા બીરાજતા હતા ખુદ ફ્રીમેસન લોજમા પણ એમજ બન્યુ હતુ અને કલકત્તાની અન્જુમનમા પણ તેજ દાખલાની નકલ કરવામા આવી હતી ફ્રીમેસનોએ તો હીરજીભાઇના નામથી એક નવી લૉજ ઊભી કીધી હતી જેનું નામ આજ સુધી "લોજ એચ એમ રૂસ્તમજી" કરીને છે જયારે માણેકજી ગુજરી ગયા ત્યારે તેમની યાદમા નવી પારસી ધર્મશાળા બાધવામા આવી હતી

૧૮૭૩ મા રૂસ્તમજી જ્યારે મરણ પામ્યા ત્યારે અનેક પત્રોએ એમની તારીફ કરી હતી જેમ કરતા કલકત્તાના Oriental પત્રે જણાવ્યુ હતુ કે –He was a gentleman in the largest sense of the word, full of commercial enterprise with a taste for manufacture and a high idea of the value of an English education Living in Calcutta at a time when great undertakings found development and support, through the practical patronage of such men as Lord Bentinck, Sir C Metcalfe and Lord Auckland, Rustamji Cavasji was always among the foremost to give the aid of his purse and personal example in the promotion of useful objects × × × ×

રૂસ્તમજી કાવસજી

## સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ ( ૧ લા )

સર જમશેદજી એ નામની અંદરજ મહાનતા, મોટાઇ અને મહત્વતાનો ખયાલ રહેલો છે માટે જ્યારે સર જમશેદજીની તવારીખ લખીશુ તયારે તે મોટાઇને બાહેર આણવા, પારસી જ્ઞાતીની કથા એક વખત ફરીને ગાવાનો પ્રસગ હાથ ધરીશુ મુંબઇના એક નાકાથી બીજા નાકા સુધી જો આપણે ચકરાવો લઇશુ તો આપણુને અસખય પારસી સખાવતોથી ઉભા થયલા મકાનો, દવાખાનાઓ હોસપીટલો, કેળવણી ખાતાઓ વાગેરે નજરે પડશે એ સરવમા જો ઘણાકની તવારીખ વાચવા જઇશુ તો આપણુને જણાશે કે તેની મુળ સ્થાપનામા સર જમશેદજી યા તેમના નામાકીત વંશવેળાનો હાથ છે જુના દફતરો કે જુના દસતાવેજોનો અભ્યાસ કરતા આપણુને આ બીના માલુમ પડયા વીના રહેતી નથી કે પારસી ખાનાદાનોમા જુનામા જુનુ એક સર જમશેદજીનુ છે, પારસીઓમા મોટી હાતમદીલી ધરાવનાર આ ખાનદાન છે અને પારસીઓને દરેક રીતે માન મરતબો વધારી આપનાર પણ એજ કુટુબછે, અને પોતાના બખતાવર નામના

સર જમશેદજી નામની મોટાઇ

જોરથી હીંદ આવયા બાદ પારસી ટોળાને સજીવન કરનાર પણ આજ મશહુર ઓલાદ છે.

પારસી આલમમાજ નહી, હિંદુસતાન દેશજ માત્ર નહી પણ આખા બ્રીટીશ શેહેનશાહતમા જે મહાન પુરૂશો થઇ ગયા છે તેઓમા એક આગળ પડતુ નામ તે પહેલા સર જમશેદજી જીજીભાઇનુ આવે છે તેઓ માત્ર સખાવતમાજ નહી પણ દરેક પ્રકારની સામાજીક સારવજનીક સેવામા એક મહાન પદવી મેળવે છે અને તેથી તેઓ પોતા પાછળ જે નામદારી મેલી ગયા છે તે જમાનાઓ સુધી ભુસાઇ નથી અને બીજા આવતા જમાના સુધી ભુસાશે નહી જોકે તેવણે કરેલા કામો એક નાના પુસ્તકના રૂપમા સમાઇ શકે એમ નથી, છતા તેમ કરવાની મારી કાળજી એટલા માટેજ છે કે તેઓના કામો અને નામવરી દરેક ઘેરેઘેરે ફેલાય અને માત્ર આલાજ નહી પણ અદના પુરૂશોબી તેઓના કામથી અને સખાવતોથી માહીતગાર બને મુબઇમા જોશો તો સર જમશેદજીનુ નામ પ્રખ્યાત છે, હીંદુસતાનમા તેઓ જાહેર છે, ખુદ બ્રીટનમા યા યુરોપમા જે કોઇ પારસી પોતાને એમ કહેવાડે કે તે સર જમશેદજીની ઓલાદનો છે તો તેની આગતાસ્વાગતા થઇ શકે છે અને તેને માન મળે છે

**સર જમશેદજીનો જન્મ**

મહાન પુરૂષોની જન્મ ભુમી વીશે વારવાર મતભેદ પડયો છે તેઓ દુનયાનુ કલ્યાણ કરવા જન્મ્યા હતા માટે દુન્યાજ તેઓની માતૃભુમી લેખાય આ રીતે સર જમશેદજીની માતૃભુમી વીશે મતભેદ પડયો છે પણ બારીક તહેકીક પછી જણાય છે કે તેઓ શહેરે મુબઇમા તારીખ ૧૫ મી જુલાઇ ૧૭૮૩ ના દીને જનમયા હતા એવણ જે મોહલ્લામા જન્મ્યા હતા તે ઘણુ કરીને ક્રાફરડ મારકેટના સામે આજે જયા અબદુલ રહેમાન સ્ટ્રીટ, કાપડ બજાર વીગેરે છે ત્યા આવેલો હતો તે વખતે મુબઇમા પારસીઓની વસતી અઢી હજાર ઘર જેટલીબી ન હોતી ઘરમના મકાનોમા બેએક અગયારી અને બેએક દોખમા હઇયાત હતા. ખુદ શહેરનો વીસ્તાર જુજ તો બે અઢી માઇલ જેટલો હતો મુબઇના કીલ્લાની આસપાસ એક મજબુત કોટ હતો જેના ઉપર તોપો ગોઠવી રાખવામા આવી હતી

દર્યો છેક ચગ્ચગેટ સ્ત્રીટ સુધી ધસી આવતો હતો અને હાલ જ્યા ધંધો-ધાપો, લોકોનો વસવાટ ઇત્યાદિ થઇ રહયુ છે ત્યા પહેલા કોટની દીવાલ હતી બજારગેટ, મોદીખાના અને પારસી બજાર તો યુરોપીઅન વહાણોની આવજાથી ગોથા મુળ વેપારી મથકોમા ફેરવાઇ ગયા હતા અને અહીંયા લખોની ઉથલપાથલ રોજની થતી તેમા પારસી વેપારીઓ ઘણુ કમાતા સર જમશેદજીનુ કુટુબ એટલુ પુરાણુ છે કે તેમના બેશીઓએ હીંદુઓની સાથે વસવાટ કરતા તે વખતની ચાલ મુજબ હીંદુનામો પણ ધારણ કીધા હતા એમનુ ખાનદાની નામ "વાચછાજી" નુ જણાય છે એવણના પીતાનુ નામ જીજીભાઇ હતુ જ્યારે એવણના માતાજી નવસારીના વતની ધનજીભાઇ કાવસજીના બેટી બાઇ જીવીબાઇ કરીને હતા ધણીધણીયાણીનો કાઇ એટલો બધો સારો વખત નહી હતો, શીવી કાતીને માબાપ પોતાનું પુરૂ કરતા તયારબાદ એઓ મુબઈ આવી વસ્યા જમશેદજીના જનમ બાદ જીજીભાઇ તેમજ તેમના બીજા કુટુબીઓ નવસારી ગયા હતા જ્યા જમશેદજી ઘણો મોટો ભાગ ઉછર્યા હતા પણ ગરીબાઇને લીધે ૧૨ વરસની ઉમરે જમશેદજીને મુબઈ ફરીને ધધા અરથે મોકલવામા આવયા

તે વખતે એમના મામા ફરામજી બાટલીવાળા જેઓ બાટલી વેચવાનો ધધો કરતા હતા તેઓને ત્યા જમશેદજી આવી લાગયા તેઓબી મામા સાથે તેજ ધધો કરવા લાગયા એટલે તેમનેબી બાટલીવાળા તરીકે ઓળખવા લાગયા

જમશેદજી શેઠ જીદગી શરૂ કરે છે

૧૭૯૯ મા એમના માતાજીનુ અને એક વરસ બાદ તેમના પીતાનુ મરણ નીપજ્યુ મામાને તયા ઉછર્યા એટલુજ નહી પણ તયા વળી થોડુ ઘણુ ગુજરાતી, અગ્રેજી અને વેપારીનામુ પણ જમશેદજી શેઠ શીખયા માબાપના મરણ બાદ જમશેદજી શેઠે પરદેશ ખાતે જઇને વેપારવણજ ચલાવવાનું માથે લીધુ એરીતે મહેરવાનજી તબાક જેઓ એવણના પીત્રાઇ ભાઇ થતા હતા તેમની સાથે એઓ કલકતા ગયા અને તયારબાદ તેઓ સાથે ચીન ગયા પણ તબાક શેઠને અફીણના વેપારમા મોટુ નુકસાન ગયુ અને તેવણ અને જમશેદજી પાછા મુબઇ ફર્યા. તે વખતે એવણની પુજી રૂપયા ૧૫૦ ની હતી આ પછી એવણની સગાઇ

માસાની દીકરી આવાબાઇ સાથે થઇ તયારબાદ પોતાના સસરાના ભાગયા તરીકે જમશેજીએ ચીન જવા ખુશી દેખાડી એજ વખતે અગ્રેજોને ફ્રેનચ લોકો સાથે મોટી લડાઇ ચાલતી હતી તેથી આવજામા સર જમશેદજીને ભારે હાડમારી વેઠવી પડી હતી તોબી એ રીતે બે ત્રણ સફર ચીન ખાતે કરયા બાદ જમશેદજી મોટી દોલત મેળવી શકયા હતા હાલ જયા સર જમશેદજી બેનીવોલનટ ઇનસટીટયુટ છે તય એક તબેલો આવેલો હતો અને આસપાસ પારસીઓના રહઠાણો આવયા હતા એ તબેલામા આગ લાગી અને જમશેદજી શેઠની કેટલીક મતા બળી ગઇ અહીયા પચાયતના કેટલાક ઓચરયાબી હતા તેબી બધા બળી ગયા હતા, તોબી ખોટ ખમીને પોતાનો ધધો ચાલુ રાખવા જમશેદજી ચોથીવાર ચીન તરફ ગયા અને એ વેળાએ તેમને પાછા ફરતા ફ્રેનચ લોકોના હાથમા સપડાવાથી ભારે હેરાનગતીમા ઉતરવુ પડયુ હતુ કે જેનો અહેવાલ એઓએ પોતેજ એક પત્રમા લખયો છે જે એક તવારીખી દસ્તાવેજ તરીકે આજેબી ઘણો જાણીતો થઇ રહેલો છે ૧૮૦૭ મા ચીન તરફ એવણે છેવટની મુસાફરી કરી હતી અને હજી તો પા સદી પુરી નહી થાય તે પહેલા એવણે પુશકળ ગજ મેળવી લીધો હતો

શરૂઆતથી છેક ૧૮૦૭ સુધી જમશેદજી શેઠની હાડમારીનો અત જણાતો નથી તયારબાદ તેઓ મુબઇમા ઠર પડયા અને અત્રેથી ચીન, મધરાસ, કલકતા અને છેક ઇગલડ સુધી વેપાર ચલાવવા માડયો રૂ અને અફીણનો

**વહાણવટી અને વેપારી**

તેમનો મુળ વેપાર હતો પણ આગળના પારસીઓ માત્ર પોતાનો વેપાર એટલેથીજ કરીને અટકી રહેતા નહી ઘણુ કરીને માલ લાવલઇજા કરવાની સગવડ પુરી પાડનારા વહાણો પણ તેઓ બાધતા એવી રીતે મશહુર થયલુ લવજી નશરવાનજી વાડીયાનુ નામ અત્રે રજુ થવાની જરૂર છે બનાજીવાળાઓ, પટેલો, રેડીમનીવાળાઓ વીગેરે દરેક કને પોતાના વહાણો હતા જે બહોળા પાયાપર વેપાર ચલાવતા એ રીતે સર જમશેદજી કને પણ નાના મોટા મળીને અરધો ડજન વહાણો હતા જેમા Good Success, Bombay Castle, Charlotte, Fort William, Lanrick વીગેરે મુખય હતા, પાછળથી પોતાના વેપારના

વધારા માટે એવણે એક હીંદુ મોતીચંદ અમીચંદ અને એક મુસલમાન મહમદઅલી રોગેને પોતાના ભાગયા તરીકે લીધા અને તેમનો વેપાર જમશેદજીના નામ હેઠળજ બહુ બહોળા પાયાપર ચાલતો એ બધા પઇ-સાવાળા થયા હતા અને મોતીચંદે સર જમશેદજીને પગલે ચાલી પોતાનો સખી હસ્ત લાબો કીધો હતો અને પાલીતાણા ખાતે અનેક સદાવ્રતો વીગેરે બાધયા હતા તેઓ મોતીશાહને નામે આજેબી ઓળખાય છે

**વેપારમાં મોટો તડાકો**

પાછળથી જમશેદજી જીજીભાઇ શેઠે રેમીગટન ક્રાફરડની કપની સાથે બહોળો વેપાર ચલાવવા માડયો અને ૧૮૨૧ મા ચીન સાથનો સઘળો વેપાર એવણે એક હાથ કરી લીધો એમ કરતા ૧૮૪૨ સુધી પોતાનુ ધયાન ધધામા રોકતા એવણને રૂપીઆ ૨ાા થી ૩ કરોડ સુધીનો ચોખો નફો મળ્યો હતો એ સરરેમા જમશેદજી શેઠ બહુ પ્રમાણીકપણે વરતથા હતા જે માટે એટલુ જાણવુ અગતયનું થઇ પડશે કે જુદા જુદા ધધાદારીઓ વચે જ્યારે ખટપટ જાગતી તયારે એવણને લવાદ નીમવામા આવતા ખુદ રાજાઓને જયારે સરકારી અમલદારો સાથે ખટપટ થતી તયારે તેમાબી એવણને જ લવાદ નેમતા સર બારટલ ફ્રીઅર જે પાછળથી મુબઇનો ગવરનર-થયો હતો તેણે એ સબધી એક ઠેકાણે ખાસ શેરો કીધો છે જેમા તે જણાવે છે કે

I may be allowed to mention one very striking exception in Sir Jamshedji Jeejeebhai who with every inducement from his great influence and exceeding benevolence of his character, never as far as my experience goes lends himself to the dangerous practice of patronising parties engaged in obtaining redress of their grievances real or supposed by indirect influence apart from the substantial merit of their case

દોલત એકહાથે મેળવતા ગયા તેમ જમશેદજી શેઠ બીજે હાથે મોટુ મોટુ દાન કરતા ગયા. જાહેર સખાવતો એક ચીજ છે પણ જાતી સેવા મારફતેબી તેવણે લોક કલ્યાણ કીધુ હતુ. એ સેવાનું પ્રકરણ એવણ

જાહેર સેવાની શરૂઆત

૩૦ વરસના હતા તયારથી શરૂ થાય છે આગળ કાઇ મોટા રાજદવારી કામો ઉપાડવા કે સંસાર સમાજની સુધારણા પાછળ મોટો ભોગ આપવો એવા કામો કરવામા આવતા ન હતા એ દીશાએ જે કાઇ થતુ તે ઘણે નાને પાયે તેમા પારસીઓ સર જમશેદજીના જમાનામા હીંદુસ્તાનની રાજદવારી ખટપટોમા અકસર કરીને સરકારનોજ પક્ષ ધરતા ઘણુ તો માનપત્રો આપવા કે પીસ ઓવ પ્લેટ આપવા, કંપનીની ઉમદા સેવા બજાવીને તેમજ દેશીઓનો ચાહ જીતી લઇને જે કોઈ ભલો ટોપી-વાળો અત્રેથી વીલાયત રવાના થાવ તેની આગતા સ્વાગતા કરવી એ જાહેર જીંદગીનો અગતયનો તબકકો ગણાતો એવા રીતે સર જમશેદજીએ કાઇક ગવરનરોને માનપત્ર તેમજ પ્લેટ આપયા હતા અને તેમા એવણે ભારે નાણુ ખરચયુ હતુ વળી દવાખાનાઓ, કેળવણીને લગતા ફંડો વગેરેમા એવણનોજ હાથ હતો સર ચારલસ ફારબસ કરીને એક બહુ ભલો ટોપીવાળો આપણી વચે થઇ ગયો હતો તો તેનુ બાવલુ ઉભુ કરવામા અને તેને ટાઉનહોલમા મુકાવવામા સર જમશેદજીએ ઘણુ કીધુ હતુ વળી વીદયાનીબી પીછાન કરતા દાખલા તરીકે રોયલ એશીયાટિક સોસાયટીની મુંબઇની શાખાના પ્રમુખ ઓનરેબલ મી૰ રીડની યાદગારી જાળવી શખવા એવણે રીડ સકોલરશીપ સ્થાપી હતી એજ રીતે સર અરસકીન પેરીની યાદગારી જાળવી રાખવા સારૂ એવણેજ પઇસા ખરચયા હતા અને મહેનતબી ઉપાડી હતી મુંબઇ તરફ જે દેશી-ઓને પહેલવહેલા જુરરો નેમવામા આવયા હતા તેઓમા સર જમશેદજી પહેલા હતા મુંબઇમા રસ્તાઓ જે બીસમાર હાલતમા પડયા હતા તેના બાંધકામની યોજના ઉપાડીને સરકારના ટાઉન મેજરના ધ્યાનપર લાવનાર સર જમશેદજી હતા એ ઉપરાત "બોમ્બે નેટીવ ડીસપેનસરી" "બોમ્બે નેટીવ એજ્યુકેશન બોરડ" ડીસ્ત્રીક્ટ બેનીવોલનટ સોસાયટી"ના

એવણુ વડા અધીકારી હતા સેવીગ્ઝ બેંક જે ૧૮૩૫ મા તરતની નીકળી હતી તેના એવણુ એક ડીરેક્ટર હતા

૧૮૪૨ મા સર જમશેદજીને "હારબર કમીટી"ના એક સભાસદ બનાવવામા આવયા હતા અને તેજ વરસમા સરકારે મીઠાપર સરેરાસ કર વધારયો હતો એથી ગરીબ લોક ને ા મરો થતો પણુ સર જમશેદજીએ લોકો તરફથી લડત ઉપાડીને તે કર રદ કરાવયો હતો.

રાજયદવારી લડત ચલાવવા માટે આપણા શેહેરમા સ્થાપન થયલી બોબે એસોસીએશન જેને પાછળથી બોબે પ્રેસાડનસી એસોસીએશન કરીને ઓળખવામા આવ્યા તેના મુળ સ્થાપકોમા સર જમશેદજી એક હતા અને જયા સુધી એવણુ જીવયા હતા તયાસુધી પ્રમુખ તરીકે રહયા હતા એમા અવારનવાર એવણુ નાણા પણુ ભરીને તેને ટેકવી રાખતા હતા આ સસ્થાના મુળ પહેલા કારોબારીઓ તો પારસીઓજ હતા બહમનજી હોરમસજી વાડયા, કાવસજી જેહાગીર રેડીમની, ખુરશેદજી નશરવાનજી કામા, ફ્રગમજી નશરવાનજી પટેલ, નવરોજી ફ્રરદુનજી અને સર જમશેદજી આ સસ્થાના ગોયા સ્થભો ગણાતા હતા ૧૮૫૦ થી એવણુના મરણુ સુધીમા નાની મોટી રાજયદવારી અરજીઓ જે અત્રેથી વડી શેહેનશાહતમા મોકલવામા આવી હતી તેપર સર જમશેદજીનો મુખ્ય હાથ પડતો અને તે ઉપર તેવણુ પહેલા સહી મેલતા એથી તે અરજીઓને ભારે વજન મળતુ જયારે અફઘાનો સાથે લડાઇ જામી તેમજ ફ્રેંચ લોકો સાથે લડતા ઈંગ્રેજો જીતયા હતા અને જયારેબી બાદશાહી ખાનદાનમા કોઇ અગતયનો બનાવ બનતો તયારે સર જમશેદજીજ સભાઓ ભરીને તેમજ મેળાવડાઓ કરીને તે સબધી યોગય ઠરાવ કરતા એમનો લાગવગ ગોયા શેહેનશાહતમા જબરો હતો

**સર જમશેદજી અને પારસી કોમ**

સર જમશેદજીને એવણુના વખતમા પારસીઓ "પારસી કોમનો એકકો નર" એમ કરીને કહેતા અને જયારે એવણુ ગુજરયા અને પારસી પત્રોએ તેમના મરણુની નોધ લીધી હતી તયારે "રાસ્ત ગોફ્તાર" પત્રે ખાસ કરીને તે લખાણુના મથાળાપર એજ શબદો ટાકયા હતા. જયારે એજ રીતે સોરાબજી શાપુરજી બગાલીનું જીવનચરીત્ર કર

સનદાસ મુળજીએ લખ્યુ હતુ તયારે તેમણે પણ પોતાની ચોપડીનુ મથાળુ એવાજ પ્રકારનું કીધુ હતુ કોમની સેવા એવણુ સાહેબે શું બજાવી છે તે એવણે પોતે લખેલી એક કીતાબ નામે "ખુલાસએ–પચાયત" ઉપરથી આપણુને જણાશે સખાવત કે જે નામથી સર જમશેદજી જગમશહુર થયા છે તેનો આકડો કોમ પર કોમ વચે જાણીતો છે કરોડોની દોલત મેળવી હતી અને તેવીજ રીતે આપી પણ હતી નીચલા થોડાક આકડાઓ ઉપરથી જણાશે કે પોતાની કોમનુ તેવણે કેવુ ભલુ કીધુ હતુ એવણુ જયારેબી ગાડીમા બેસીને બાહેર નીકળતા તયારે એક મોટી કોથળીમા પઇસા લઇને નીકળતા અને જેટલા ભીખારી રસ્તે મળતા તેને તેઓ આપયા વગર રહેતા નહી એમનુ કોટમા આવેલુ ઘર જે હાલ તો એગનસ ફ્રેંઝરને હસ્તક ગયુ છે તથા મોટી મોટી પેઢીઓ મડાતી અને રાત અને દીવસ ગરીબ હમકોમીઓ આવીને ખાધાપાધા ઉપરાત બે પઇસા સર જમશેદજીને હાથે પામીને ઘરે જતા વાર તહેવારે તો ગોયા તથા મેળોજ જામતો

## સર જમશેદજીની સખાવતોના થોડાક આંકડા

| | રૂપીઆ |
|---|---|
| મુબઇના પારસીઓને માટેના ધરમ ખાતામા .. | ૪૪૦૦૦૦ |
| સુરતના પારસીઓને માટેના ધરમ ખાતામા . | ૧૨૫૦૦૦ |
| નવસારીના પારસીઓને માટેના ધરમ ખાતામા | ૬૨૫૦૦ |
| પોતાની એસ્ટેટો મુબઇના પારસીઓને ધરમ ખાતામા આપી તેના | ૭૦૦૦૦ |
| પુનાની અગયારી માટેના . ... | ૪૫૦૦૦ |
| નવસારીની ધરમશાળા .. | ૨૦૦૦૦ |
| નવસારી તરફથી ગાયકવાડ સરકારમા ભરયા... . | ૧૭૦૦૦ |
| મુબઇની પચાયતના ધરમ ખાતામા ... ... ... | ૧૫૦૦૦ |
| સુરતમા આગથી ફના થયલા કુટુબો માટે .. | ૨૫૦૦૦ |
| દોખમા અને અગયારી માટે ... | ૪૭૦૦૦ |
| શેઠ મોતીચદના પુણ્ય માટે .. ... | ૩૦૦૦૦ |

| | |
|---|---|
| મુબઇની પાંજરાપોળ | ૭૨૦૦૦ |
| સર જમશેદજી હોસ્પીટલ પાછળ ... | ૧૬૦૫૦૦ |
| સુવાવડ ખાતામા . ... | ૩૦૦૦૦ |
| માહીમના પુલ પાછળ .. . | ૧૭૭૦૦૦ |
| પુનાનો બંડ . ... | ૧૮૦૦૦૦ |
| ભાયખલાનુ તળાવ . . | ૨૩૦૦૦ |
| વાદરામા તળાવ .. .. ... .. . | ૧૦૦૦૦ |
| ખંડાળાની ધરમશાળા . .. | ૨૦૦૦૦ |
| મુબઇ ડીસ્ટ્રીક્ટ બેનીવોલનટ .. ... ... | ૧૫૦૦૦૦ |
| મુબઇની સ્કુલ ઓવ આરટ . | ૧૦૦૦૦૦ |
| ગ્રાનટ મેડીકલ કોલેજમા ઇનામ ... | ૧૫૦૦૦ |
| એલફીનસટન કોલેજમા પ્રોફેસર શીપ | ૧૧૦૦૦ |
| પરચુટણ .. ... ... | ૧૫૦૦૦૦ |

**સર જમશેદજીની પરચુટણ સેવાઓ.**

આ સખાવતોની દરેક બીના એક ગોયા તવારીખજ છે કે જેમા એવણુનો મોટા ગવરનરો સાથનો સબંધ, મોટા દેશોમા નામના મેળવી તે વીગેરેનો ભાસ આપણુને આપે છે જ્યારેથી શહેનશાહતમા પારસી લોકોને લગતુ કશુબી કામકાજ હોતુ તો તેમા સર જમશેદજીનો હાથ હતો એવણુની હઇયાતી દરમયાન એવણુ માન પામેલા અને માનીતા પંચાયતના વડા હતા વળી જીવતા હતા તે અઇયામમાજ પોતાના બેટાઓને પોતાની નામીચી કારકીરદીમા ભાગ લેવાને તેઓએ જોડી દીધા હતા એ રીતે જ્યારે ૧૮૫૭ મા મોટો બળવો જાગયો તયારે મુબઇમા હુલ્લડ થવાની દરેક વકકી હતી મુસલમાનોના તહેવાર તેમજ હિંદુઓના દીવાળી તહેવારો દરમયાન તો ગોયા લોકોને કાગને ડોળે રહેવુ પડતુ હતુ કે હમણા હુલ્લ પડશે તે વખતે મુબઇનો પોલીસ કમીશનર મી૦ ફોરજેટ હતો તેણે પહેલાથીજ બહુ સખતાઇથી કામ લીધુ હતું અને દરેક બેવફા સીપાહીને ફરમાન કીધુ હતુ કે તેમને પકડીને તેમને બારણેજ તે ફાસી દેશે. આથી હુલ્લડ દબાઇ ગયું હતું અને મી૦ ફૉરજેટ મુબઇમા માનીતો થઇ પડયો હતો. જતી વેળાએ તેને મુબઇની પ્રજાએ ભારે નાણુાથી નવાજયો

હતો જેમા પારસીઓનો મુળ હીસ્સો હતો, અને જ્યારે મહારાણી વીકટોરીઆનો ઢંઢેરો થોડા વખત પછી જાહેર થયો ત્યારે મુબઇમા મોટી સભાઓ ભરવામા આવી હતી. તેમજ આતશબાજી છોડવામા આવી હતી એ સરવેમા સર જમશેદજીનો હાથ હતો એ ઉપરાત ૧૮૭૨ મા જયારે વીકટોરીઆ ગારડનસ હસ્તીમા લાવવામા આવયો તયારેબી સર જમશેદજીએ એક નગરશેઠને છાજતી સેવા બજાવી હતી

સર જમશેદજીની જીદગી દરમયાન મુબઇમા બે હુલ્લડો જાગ્યા હતા

**૧૮૫૧ નુ હુલ્લડ અને સર જમશેદજીની સેવા**

પહેલુ ૧૮૩૨ મા થયું હતું કે જે વખતે કુતરા સબધી ચકચાર ચાલવાથી સરકાર અને હીંદુ, પારસીઓ વચે હુલ્લડ થયુ હતુ રસ્તે રસ્તે જે ખરાબ કુતરાઓ હોય તેમને સરકારે મારી નાખવાનું કામ ઉપાડયુ આથી હીંદુઓ અને પારસીઓની લાગણી દુખાઇ પારસી નશેશાલારોએ ખાસ કરીને તોફાન જગાડયુ પણ જયારે સરકારની લશકરી ટુકડી બાહેર પડી તયારે બધા નાશી ગયા સર જમશેદજીએ સરકાર તરફથી પ્રજાને સમજાવવામા અને લોકોને શાન પાડવામા ભારે સેવા બજાવી હની પણ ૧૮૫૧ મા તો તેનાથી જુદાજ પ્રકારનું અને ભારે જબરૂં હુલ્લડ જાગયુ હતુ જેનુ કારણ પારસીઓ અને એસ્લામીઓ વચ્ચેની જુમબેશનુ હતુ તે વખતે મુબઇમા "ચીત્રજ્ઞાન દરપણ" નામનુ એક પત્ર નીકળતુ હતું તેમા હઝરત મોહમદ પયગમબર સાહેબ વીશે કાઇક લખાણ આવ્યુ હતું જે વાચતાની સાથેજ મુસલમાનો છેડાયા તેનો ખાર તેઓએ અજબ રીતે પારસીઓપર કાઢવા માડયો તે એવી રીતે કે ત્રણથી ચાર હજાર આદમીઓનુ ટોળુ પહેલા એલાહીબાગવાળા લત્તા ઉપર ધસ્યુ, પછી તયાની પારસીઓની ભીંડીબજારની દુકાનો લુટી અને ખુદ અગયારી ઉપર પણ હુલડખોરાએ મારો ચલાવ્યો પણ જ્યારે પારસીઓએ જોયુ કે તેમને નાહકના હયરાન કરવામા આવે છે ત્યારે તેઓએ સાથે મળીને પોતાનો બચાવ કરવા માડયો. પોલીસના સીપાઇઓ કાઇ કરી શકયા નહી અને થોડા વખતમા પારસીઓએ હુલડખોરોને પોતાના લતાઓમાથી નસાડયા પાછળથી ફરીને રમખાણો થયા અને ત્યા બાહેર કોટના પારસીઓના જાનમાલની ભારે ખુવારી થવા લાગી.

આ ઉપરથી સર જમશેદજીએ પોતાના મકાને સભા બોલાવી અને જ્યારે મુસલમાનોના વડા ધરમગુરૂ ત્યા નહીજ આવ્યા ત્યારે પારસીઓને શાત પાડી એવણના વડા બેટા ખરશેદજીએ સરવેને ઘરે મોકલ્યા પાછળથી મુસલમાનોએ વધારે હયરાન કરવા માડવાથી દાદાભાઇ નવરોજીએ સર જમશેદજી સાથે મળીને તે વખતના મુબઇના હાકેમ લોરડ ફ્રોકલેડને વચે પડવા કહ્યુ સરકારની સનમુખ જે ડેપ્યુટેશન ગયુ હતુ તથા વડરણુ શેઠ બહમનજી હોરમસજી વહાડીયાને આપવામા આવયુ હતુ આખરે બને કોમ વચે દોસ્તી થઇ અને એક જાહેર સરઘસ કહાડનામા આવયુ હતુ જેમા પારસીઓના વડા તરીકે જમશેદજીના બેટા ખરશેદજી પોતાના પાદશાહી રથમા વડા જજ સર અરસકીનપેરી મુસલમાનોના વડા કાજી સાહેબ અને બીજાઓ સાથે બેસીને સરઘસને મોખરે ગયા હતા

**પારસી પચાયતમા સેવા**

પારસી પચાયતની સાથે સર જમશેદજીનો શો સબધ હતો એ તપાસવા માટે આપણને લાબે જવુ પડે એમ નથી પોતે "ખુલાસે પચાત" નામની ચોપડી "માઝદયસ્ની દીનનો તાબેદાર એક બદેખોદા" એ તખલ્લુસ હેઠળ લખી છે તે ઉપરથી એમના મહાન સેવારૂપી કામોનો ઇનતેખાબ આપણને મળી શકશે ૧૮૨૩ ના સાલમા સર જમશેદજી પારસી પચાયતના પેહલીવાર સભાસદ નેમાયા હતા પચાયતની સત્તા બળવાન બનાવવામા અને તેને સારે લોકસેવાના મારગે દોરવવામા સર જમશેદજીએ તે દીવસથી તે જ્યા સુધી જઇફીને લીધે તેઓ રીટાયરડ થયા ત્યા સુધી પારસી કોમની ઘણીક સેવાઓ બજાવી હતી પારસી સુસ્તી, પારસી બેદરકારી, પારસી લાચારી વગેરેને લગતા સવાલો એવણના વખતમા એવણે ચરવાવયા હતા તેમજ તેમને એવે વહેવારૂ તબકકે ચઢાવયા હતા કે તેમના જેવા વળી કોમ સેવકો બહુજ થોડા થઈ ગયા હોય અજુમનની સેવા બજાવવા છતા અજુમન તરફથી ઘણીક વખતે કોમને ન છાજતુ સમજવુ વટીક પડયુ હતુ પણ તેની પરવા કીધા વગર એવણે પોતાનુ કામ ચાલુજ રાખયુ હતુ પોતાને કરવામા આવેલા અપમાન વીગેરે સબધી એવણુ ઘણો દીલગીરીભરેલો

એસારો પોતાના પુસતકમા એઓ કરે છે  શરૂઆતમા પચાયતનુ ફડ ૧૮૦૦૦ રૂપીયા જેટલુ હતુ  તે સર જમશેદજીના મરણ વખતે રૂપીયા ૩ લાખ સુધી ગયુ હતુ  પોતાની હયાતી દરમયાન દરેહમેહરો, આતશકદેહો, ધહમથારના ફડો દોખમાઓ વીગેરેને એવણે નાણાનો ભારે ટેકો આપ્યો હતો

કોમ અને હમવતનીઓની દાઝ સર જમશેદજીને હઇડે કેટલી હતી તેનો ખયાલ સહેલાઇથી આપણને એટલા ઉપરથી આવી શકસે કે જ્યા રેલ કે આગ કે એવી કાઇબી આફતો જાણતા ત્યારે સર જમશેદજીનો મદદનો હીસ્સો ત્યા સઉથી વધુ રહેતો  ૧૮૩૭ મા સુરત શહેરમા એક જબરદસ્ત આગ લાગી  ત્રણ દિવસ સુધી બળતા રહયા હતા અને આઠ દીવસ  વધુ પજરણ રહયુ હતુ  એથી કાઇક આદમી માલ મીલકત વગરનુ અને કાઇક ખાધખોરાકી વગરનુ લાચાર થઇ પડયુ  તરત સર જમશેદજીએ નાણુ ભરીને ફડની પહેલ કરી અને બીજાઓ સાથે મળીને ઘણુ ક નાણુ સુરત ખાતે મોકલાવી આપયુ  ઘેરેઘેર માણસને ફેરવીને અનાજ, કાપડ અને રૂપીઆનુ વેહેચાણુ શેઠ દાદાભાઇ આલપાઇવાલા મારફતે સર જમશેદજીએ કરાવયુ હતુ  એવી સને ૧૮૫૪ મા મુબઈના બારામા એક ભારે તોફાન થયુ હતુ, તેમા ૧૮૫૬ મા ફ્રાનસ દેશમા એવાજ તોફાનો થયા હતા, તથા ૧૮૨૨ અને ૧૮૪૬ મા આયરલ ડ ખાતે દુકાળો પડયા હતા તો તેમા, ૧૮૩૨ મા બ ગાળ ખાતે દુકાળ પડયો હતો તે વખતે તેના ફડમા સર જમશેદજીએ નાની મોટી રકમો ભરી હતી

**સ કટો સમયે સર જમશેદજીની સેવા**

બ ગાળના દુકાળની મદદ બાબે એક અગ્રેજ પત્રકારે બહુ સરસ ટીકા કીધી હતી જે પારસીઓને મગરૂર કરયા વીના રહેશે નહી તે નીચ મુજબ હતી —

**બ ગાળનાં પત્રે કરેલી મગરૂરીભરા તારીફ**

Jamshedjı Jeejeebhai the most eminent Parsee merchant of Bombay, has put to shame many a richer Baboo of calcutta, by the munificent donation of Rs 500 to the Calcutta

Fund We say with pride that our friend Jamshedji has an English heart, as well as the mind of an enlightened Englishman

સને ૧૮૩૪ થી ૧૮૪૧ સુધી મુબઇના હાકેમ તરીકે સર જેમસ કર-નાક હતો એ અરસામા તેણે શેઠ જમશેદજીની સખાવતોનો અનુભવ મેળવયો હતો, જેને પરીણામે તેવણુ માટે અતીશય માન તેનામા બરપા થવા પામ્યુ હતુ જ્યારે તે ઇગલાડ ગયો ત્યારે તેણે તેવણુની ગજાવર સખાવતોની વાત ત્યાના આગેવાન મડળોમા કહી ' કોરટ ઓફ ડીરેકટરસો " ને કાને એ વાત આવતા, તેઓએ શેઠ જમશેદજીની લાયકાતને બરનું માન આપવાનો નીશચય કરયો જે માટે નામદાર મહારાણીએ પણ પોતાની અતીશય ખુશી બતાવી, સને ૧૮૪૨ ના સાલની ત્રીજી મારચને દીવસે એક હાતમ દીલના શેઠયાને સર નાઇટ બનાવવામા આવયા હીદુસ્થાનમા પહેલવહેલા "સર નાઇટ" થવાનુ માન કાઇ જેવુ તેવુ નહોતુ "સર નાઇટ" ના ખેતાબની બાદશાહી સનદ ગવરનર મી૰ એનડરસન નામદાર મહારાણીજીના વરસગાઠમા તા૰ ૨૫ મી મે ૧૮૪૨ ના દીવસે પરેલ ખાતેના સરકારી મહેલમા એક દબદબાભરી જાહેર દરબાર ભરી અતીશય માન સાથે શેઠ જમશેદજીને અરપણ કરી જે વેળાએ ગવરનરે કરેલુ ભાશણ તેમજ તેના જવાબમા સર જમશેદજીનુ વીવેચન વાચવા લાયકજ છે ઈંગલડમા દરેક "સર નાઇટ" ને તે ખેતાબ મળતા ચોકસ રકમ સરકારને ભરવી પડે છે તેમજ સર જમશેદજીએ તેટલી રકમ પગાર કરી હતી, પણ "કોરટ ઓફ ડીરેકટરસોએ" તે માન સહીત પાછી વાળી હતી સર જમશેદજીનો "કોટ ઓફ આરમસ"નુ ચીત્ર તો દરેક પારસી વીદયારથી જેણે સર જમશેદજી સ્કુલમા કેળવણી લીધી હોય તેને માલુમ હશે ઉદયોગ અને ઉદારતા એ તેવણુનો મુદ્રાલેખ હતો સર જમશેદજીને એ મોટુ માન મળવાથી એકલી પારસી કોમમાજ નહી પણ આખા હીદુસ્તાનમા ખુશાલી ફેલાઇ હતી ૧૮૪૨ ના જ સાલની તા૰ ૧૫ મી જુને સર જમશેદજીને તેવણુના ભાઇબધ શહેરીઓ તરફનુ માનપત્ર "મઝગામ કેસ્ટલ" ના તેવણુના બગલામા

સર જમશેદજી અને નાઇટનો અલકાબ

સરવે કોમના સભાસદો સમક્ષ ફ્રામજી કાવસજી બનાજીએ વાંચી સ ભળાવયુ હતું વળી દખણુ અને ગુજરાતના દરેક આગેવાન શહેરના રહેવાસીઓએ જુદા જુદાં માનપત્રો એવણુ ઉપર મોકલી આપ્યા હતા

વળી નામદાર મહારાણીજીએ તેવણુને "સર નાઇટ" નો ખેતાબ એનાયત કરવા ઉપરાત પોતા તરફથી એક સોનાના ચાદની ભેટ કરી જે ના૦ ગવરનર સર જ્યોરજ આરથર બેરોનેટે ૧૮૪૨ નાજ સાલમા તેવણુને એક જાહેર દરબાર ભરી એનાયત કરયો હતો, જે વેળાએ પણુ તે માન માટે ઉપકાર માનવા ઉઠતા સર જમશેદજીએ ઘણું અસરકારક વીવેચન કરયુ હતુ

માનચાંદની નવાજેશ.

સર જમશેદજીને તે ચાદ તેમની ઉદારતા અને સ્વદેશાભીમાન માટે ભેટ કરવામા આવયો હતો, જે ખવાસો આજે પણુ પુરતી રીતે તેમની ઓધેથી ઉતરી આવેલાઓમા માલુમ પડી આવે છે તેમના સઘળા વારસો આ ચાદને જાણે એક ઉ-તેજન આપનાર નીશાની તરીકેજ જેતા આવયા છે.

પારસી કોમમાં પહેલવહેલો કેળવણીનો પાયો નાખનાર સર જમશેદજી હતા મુબઇનાજ નહી પણુ ગુજરાતના જુદા જુદા શહેરો સુરત, ભરૂચ, ઉદવાડા, નવસારી ખાતે નીશાળો સ્થાપી, અને તેનો વહીવટ ચલાવવા માટે સર જમશેદજીએ તે ઉપરાત સ્કોલરશીપો અને ઇનામો માટે પણુ મોટી રકમો સખાવતમા આપી છે વળી સઉથી અગતયનું અને પારસીઓને સુધરેલા અને વધુ શીખેલા બનાવવાની શરૂઆત કરનાર સઉથી ઉપયોગી ખાતુ તે "સર જમશેદજી જીજીભાઇ બીનેવોલેટ ઇનસ્ટીટયુશન" ની સ્થાપના ઇ સ ૧૮૪૯ મા થઇ ગુજરાતમા વસ્તા પારસીઓની હાલત અતી કગાળ થતી જેઇ, તેઓએ એક ફડ તેઓના દુખનીવારણુ માટે ઉભુ કરયુ જેમા સર જમશેદજીએ કેટલાક શેરો ઉપરાત ત્રણુ લાખની ગજાવર રકમ ભરી, અને તેનો વહીવટ કરવા તથા તે રકમનો સારો ઉપયોગ થાય છે કે નહી તે માટે એક કમીટી પારસીઓના આગેવાન

પારસી કેળવણીનો પીતા

સભાસદોની નેમવામા આવી તે રકમને સરકાર હસતક ચોકસ શરતો સાથે આપવામા આવી, તેનુ વયાજ મળયા કરે એવી ગોઠવણ કરવામા આવી તે રકમમાથી મુબઇ, સુરત, ભરૂચ, ઉદવાડા, નવસારી વીગેરે ખાતે સ્કુલોની સ્થાપના કરવામા આવી, જે ઉપરાત લાચારોને મદદ કરવા, ગરીબ પારસીઓના લગન કરી આપવા પાછળ તેમજ મરણ ખરચો પાછળ પણ ચોકસ રકમ કાઢવામા આવી

સર જમશેદજી જીજીભાઇ બેનીવોલન્ટ ઇનસટીટયુટ

સર જમશેદજીએ સ્થાપેલા અનેક કેળવણી ખાતાઓમા સરવથી મોટુ અને અગતયની કેળવણી આપનારૂ ખાતુ તે મુબઇની સર જમશેદજી જીજીભાઇની સ્કુલ છે એ શુભ ખાતાની શરૂઆત ઇ૦ સ૦ ૧૮૪૯ ની ૧૭ મી અકટોબરે થઇ હતી પણ તે વખતે આ શાળાનુ પહેલુ મકાન હોરા બજારમા હતુ હાલના મકાનને ખુલ્લી મેલવાની ક્રીયા ઇ૦ સ૦ ૧૮૭૧ મા લોરડ નોરથબરૂકે કરી હતી આ શાળામાજ પારસી પચાયતની ઓફીસ પણ ઉપર કાઢવામા આવી, તે ઉપરાત સર જમશેદજી હસ્તક ચાલતી છોકરીઓની નીશાળની પણ ત્યા ગોઠવણ કરવામા આવી આ ખાતાને શેઠ રૂસ્તમજી જમશેદજીએ પણ ઘણી અગતયની મદદ કરી જેથી સર જમશેદજી તેમજ રૂસ્તમજી જમશેદજી બનેના બાવળા ત્યા મુકવામા આવયા છે આ રીતે બાહેરગામની સ્કુલો મલી એકદરે ૨૧ સ્કુલો આ ઇનસટીટયુશનનો લાભ મેળવે છે, જેમા પાચ સ્કુલો મુબઇમાજ છે

પારસીઓ માટે સર જમશેદજીની કાળજી

સર જમશેદજી વાર વાર એમ કહેતા કે " પારસીઓ કેળવણીની ખુબી થી વાકેફ થયા છે, તેથી મને મારી આ સખાવતનો બદલો મળી ચુકયો છે " તે બોલો આજે કેટલા ખરા પડયા છે તે પારસીઓમા વધની જતી કેળવણીથી આપણને માલમ પડી આવશે એટલાથીજ તેવણ કયા ધરાતા હતા લોકોના દુખ ટાળવાએ તેમની નેમ હતી. પણ તે નેમો કયા રસ્તે પાર પડશે ને માટે તેવણ વધુ કાળજીમદ રહેતા કેળવણી ખાતા સ્થાપયાથીજ કાઇ લોકોના દુખ ટળાતાં નથી અને તેઓ સારી રીતે

સમજતાં, તયારે દવાખાના અને હોસ્પીટલો સ્થાપે તેમા કાંઇ નવાઇ હતી ? "સર જમશેદજી જીજીભાઇ હોસ્પીટાલ" એવા ખાતાઓમા આપણું પહેલું ધયાન ખેચે છે, ગરીબોની હાડમારીનો ખયાલ કરી તેવણે સરકારને એવી હોસ્પીટલ બાધવા માટે એક લાખ રૂપીઆની મદદ કરવા કબુ'યુ ઘણી મહેનત પછી સરકાર સાથે ઘટતી ગોઠવણ કરવામાં આવી અને તા૦ ૩ જી જાનેવારી ૧૮૪૩ ને દીવસે એ ખાતાનો મોટી ધામધુમ અને દબદબાભરી ક્રીયા સાથ પાયો નાખવામા આવયો જે વેળા ગવરનરે ખાસ પોતે સર જમશેદજીને કોટવેર જઇ, તે હોસ્પીટલની જગયા ઉપર પોતાની ગાડીમા લઇ આવયા હતા ક્રીયા ખતમ થવા પછી સર જમશેદજીએ પણ એક ટુક વીવેચન કરી હોસ્પીટલની આબાદી માટે અતી કાળજી બતાવી જે ખરેજ પારસી કોમને મગરૂર બનાવવા માટે પુરતુ હતું આ હોસ્પીટલને ચાલુ કરતા રૂપીઆ ૨૯૨૪૨૮ ની બાદશાહી રકમ ખરચાઇ હતી, જેમા આપણા સખાવતી નરે ૧૬૦૫૦૦ નો ખરચ ઉપાડી લીધો હતો વળી ત્યા પાસે "ગ્રાન્ટ મેડીકલ કોલેજ" નો પણ પાયો નખાયો જેમા પણ સારી મદદ તેવણે કરી હતી દરદીઓના દુઃખ ટાળવાને એ મહાન નર કેટલી કાળજી ધરાવતો હોવો જોઇયે તેનો પુરાવો શુ વધુ આપવાની અગત છે ?

**જાહેર બાધકામ—લેડી જમશેદજી બ્રીજ**

માહીમ અને વાદરા વચેની નાની ખાડી આજે આપણે પુલથી કરી જે રીતે આસાનીથી પસાર કરી શકયે છીયે તે માટે પણ આપણે એવણુનેજ આભારી છઇયે દર ચોમાસામા ખાડી પસાર કરતા માણુસો ડુબી જતા અને આવજા કરવાની પણ અતી મહેનત પડતી સરકારે પુલ બાધવાનો વીચાર કરયો, પણ તેનો ખરચ ૬૭૦૦૦ નો અડસટવામા આવવાથી તે વાત પડતી નાખવામા આવી માણુસોને ડુબી જતા સાભળવાની ખબરથી લેડી જમશેદજી પણ વારવાર દીલગીર થતા અને તે સર જમશેદજીએ પુલ બાધવાની યોજના પણ ઉપાડી લીધી, જો કે તે અગાઉ બીજા પારસીઓએ તે યોજના ઉપાડવાની કોશેશો કરી હતી, પણ ખરચનો અડસટો બહુ થવાથી પડતી મેલાતી હતી સરકાર સાથ ભાગમા ઘટતી ગોઠવણ કરી તે કામ શરૂ કરવામા આવયુ પણ

૧૮૪૪ મા પુલનો થોડોક ભાગ પડી ભાગયો તયારે સર જમશેદજીએ થોડી વધુ ખરચ કરી કામ તદન પાકુજ કરાવયુ જેમ કરતા તેવણુને ૫૫૮૦૦ રૂપીયા વધુ થયા પુલ પાછળ સરકારને ૨૦૩૮૪૩ નો ખરચ થયો જેમા ૧૫૫૮૦૦ રૂપીઆ સર જમશેદજીએ પોતાના બાયડી લેડી આવાબાઇને નામે આપયા તયારથી તે પુલ "લેડી જમશેદજી" પુલ તરીકે ઓળખાયો એ પુલ પણ સર જયોરજ આરથરે ઇ સ ૧૮૪૫ મા વપરાસ માટે ખુલ્લો કીધો હતો

**ડીસ્ત્રીકટ બે નીવોલન્ટ ઇનસ્ટીટયુટ**

વળી ૧૮૫૪ મા સરકાર અને સર જમશેદજીને ખરચે વાદરા આગળ મોટ મેરીના દેવળ સુધીનો રસ્તો પણ બાધવામા આવયો હતો વળી મુબઇની "ડીસ્ટ્રીકટ" બેનીવોલનટ સોસાયટી" નુ મકાન સરકારની પરવાનગી લઇ સર જમશેદજીએ પોણા લાખને ખરચે બધાવી આપયુ જેમા અશક્ત આધળા પાગળા બુઢાપાથી લાચાર થયલા વીગેરે ત્રણસેથી ચારશે માણસો આશરો લઇ શકે છે તે ખાતાને દર વરસે સરકાર રૂ ૬૦૦ ની મદદ કરે છે વળી પાછળથી તે સોસાયટીનું ફડ પુરતું ન પડવાથી ૫૦૦૦૦ પોતાને નામે અને ૨૦૦૦૦ પોતાના ધણીયાણીને નામે ભરી હાજત પુરી પાડી વળી પુના શહેરને પુરતુ પાણી ન મળતુ હતુ તે માટે પણ સર જમશેદજીએ સરકાર સાથે ગોઠવણ કરી બાધકામ કરાવી આપયુ જેને હાલ "સર જમશેદજી જીજીભાઇ પુના બડ એનડ વોટર વરકસ' નામ આપવામા આવયુ છે આ બાધકામથી ગરીબ વરગને જે ચાલુ તગી પાણીની પડતી તે દુર થવા પામી છે.

**લંડન શહેર તરફનુ માન**

સર જમશેદજી એક વેપારી તરીકે આટ માટે સારૂ નામ ધરાવતા તેઓએ એક વેળા એક મોટી પહેડીને દેવાળુ કાઢતા બચાવી હતી, તે માટે તેમને એક "પીસ–ઓફ–પ્લેટ ઘટતા લેખ સાથે તે પહેડીએ ભેટ કરી છે. વળી સર જમશેદજીના સખાવતી કામોની કદરસનાસી કરી લડનની "કારપોરેશને" તેમણે લડન શહેરના "ફ્રીડમનું" માન આપયુ વેપારી કારકીરદીની આબેરીએ મળેલુ આ માન તેમને માટે તેમની

જઇરીમા થોડુ ખુશી કરનારૂ ન હતું. એવણુના જેવા ભાગ્યેજ હજારમાથી બલકે કહો કે લાખોમાથી એક નર પેદા પડતા હશે ]

પારસીઓને હીદમા લાવીને તેમની કીરતી પાછી અસલી કીરતીની નોક જેટલી ઉચી ચઢાવનાર સર જમશેદજી હતા તેનું કારણ તેઓ હીદીવાનોમા પહેલવહેલો બેરોનેટનો એલકાબ મેળવવા પામયા હતા તેનુ છે આ

સર જમશેદજીને બેરોનેટનો એલકાબ

ખીતાબ સર જમશેદજીને ૧૮૫૭ ના મે માસની ૨૪ મી તારીખે નામદાર મહારાણી વીકટોરીયાએ આપયો હતો અને જ્યારે તે માટેની જાહેરાત અત્રે પુગાડવામા આવી હતી તયારે પારસી-ઓ તેમજ ખુદ હિંદીવાન કોમોનો હરખ સમાયો રહયો હતો નહી પોતાના વારેસોને પોતાનો ખેતાબ મળે અને તેની મોટાઇ મુજબ તેમને આયપત મળે એ નેમથી વીલાયતની પારલામેટે સને ૧૮૬૦ ના સાલમા બેરોનેટસી એકટ પસાર કરી આપયો જે મુજબ સર જમશેદજીનો મજ-ગામ કાસલ સરકારને ત્રસ્ટમા સ્વાધીન કરવામા આવયો

આટલી મોટાઇઓ મેળવીને સર જમશેદજી ૧૪ મી એપ્રેલ ૧૮૫૯ ને દીને પોતાના કોટના રહેવાના મકાનમા ગુજર પામયા હતા શહેરના જાહેર ખાતાઓએ શોક પ્રદરશીત કીધો હતો પણ ખુદ સરકારી ખાતા-

સર જમશેદજીનુ મરણુ

ઓએ પણુ તે શેઠના નામના મોટાઇના માનમા વાવટાઓ અડધી કાઠીએ ઉતારયા હતા. લોરડ એલફીસટને લશકરી માન આપવા પોતાનું બેડ ગભીર સરોદો માટે મોકલી આપવા તરત સર જમશેદજીના બેટાને જણુાવયુ પણુ તે માગણી સ્વીકારવામા આવી ન હતી જ્યારે રવાન લઇ જવામા આવયુ હતું તયારે પોલીસ કમીશનર ફોરજેટે એવો બદોબસત રાખયો હતો કે એકબી જુદદીનને રવાનના મારગમાથી પસાર થવા દીધો ન હતો સર જમશેદજીના નામ અને કામની મોટાઇના ગાયનો શહેનશાહતમા દરેક ઠેકાણે ગવાવા લાગયા અને ખુદ ઇંગલ ડમાબી તે વીશેની નોધ લેવાઇ હતી મરહૂમનાં નામની યાદમા અન્જુમનની જે સભા બોલાવવામાં આવી હતી તયા સર કાવસજી જહાગીરે દીલગીરીનો ઠરાવ રજુ કરયો

હતો અને કુલ્લે અંજુમને તે ઠરાવને ટેકો આપયો હતો કે સર જમશેદ જીના મરણથી કોમને મજબુત ફટકો પડયો છે મરહુમની સીફતમા જોડાયલા ગાયનોમા મનસુખનુ રૂદન ઘણુ અસરકારક છે સર જમશેદ-જીની કુલ્લે સખાવત પચીસ લાખ ઉપર થવા જાય છે જે માત્ર જાહેર ખાતાઓમા જ અપાયલી છે જ્યારે ખાનગી સખાવતોનો સપુરણ આકડો મળી શકયો નથી કે જે બેશક ઘણો મોટો હતો

## દાદાભાઈ નવરોજી એમ. પી.

**દાદાભાઈની મહાનતા**

જ્યારે ઇરાનનુ વતન છોડીને પારસીઓ મુલકે હિંદમા આવીને વસ્યા હતા તયારે ગુજરાતના રાજા રાણાજાદીએ પારસીઓ કનેથી એક વચન માગયુ હતુ તેનુ તાતપરય એ હતુ કે જેમ પારસીઓને હીદે રક્ષણ આપયુ છે તેમ હીંદની સેવા બજાવવાથી પારસીઓએ કદીમી પાછીપાની કરવી નહી. જો આ કોલનો કોઇબી પારસીએ સઉથી વધારેમા વધારે જવાબ આપયો હોય, જો કોઇબી પારસીએ હીંદુસ્તાનની વધારેમા વધારે સેવા બજાવી હોય તો દાદાભાઇ નવરોજી એ છે જો પઇસા આપણી પાસે હોય તો તેથીજ દેશની યા કોમની સેવા બજાવી શકયે એમ આપણે માનયના ધરાવતા હોઇએ તો તે ખોટુ છે સેવા જો કે પઇસાની સખાવત કરવાથી બજાવી શકાય છે ખરી પણ જો તે બદલ સેવા બજાવવાનો જુસ્સો ઉમેદ અને ઉતસાહ અને એવા પ્રકારના બીજા ઉતમ ગુણો આપણે ધરાવતા હોઇએ તો પઇસાની ગેરહાજરીમાબી આપણે ઘણુક કરી શકીયે એમ છે દાદાભાઇએ આપણુને એવો ધડો પુરો પાડયો છે કે જો આપણે કમીની ગુજાશબી ધરાવતા હોઇએ તોબી કોમ યા દેશ તરફ આપણુ પુરતો ઇતબાર અને ચાહ ધરાવતા હોઇએ તો આપણે પુરતી તકેદારી અને અચ્છી રીતે તેની સેવા બજાવી શકયે એમ છે

**માઝદયસ્ની દીન શુ શીખવે છે?**

એક જરથોસ્તી તરીકે આપણે જ્યારે આ ભુમી ઉપર જનમ લઇએ છીએ ત્યારે તેની સાથે આપણે આપણી કેટલીક જોખમદારીઓ સાથે લેતા આવીયે છીએ અને તે જોખમદારીઓમા પહેલા આપણી પોતા તરફની છે,

બીજી કોમ તરફની છે અને ત્રીજી આપણા દેશ તરફની છે એક ખરો જરથોસતી માત્ર પોતા તરફ યા કોમ તરફજ પોતાની ફરજ બજાવીને બેશી રહેતો નથી પણ તે એક પગલું આગળ વધીને પોતાના દેશ અને પોતે જે જગતમા આવયો છે તે જગતનુ ભલું કરવામા પોતાની શકતીનો ઉપયોગ કરે છે એવા તબકાએ પહોચેલા નરો આપણી કોમમા બહુ જુજ થઇ ગયા છે અને તેઓમા સઉથી આગળ પડતા દાદાભાઇ નવરોજી છે એમણે પોતાના જીવનનુ બધારણ એવી રીતે ઘડયુ હતુ કે પહેલા તેઓ પોતાનુ તયારબાદ પોતાની કોમનુ અને છેવટે પોતાના દેશનુ વધતામા વધતુ ભલુ કરી શકયા હતા દાદાભાઇ એક સાચા પારસી હતા અને માઝદયસ્ની ધરમની નેક રીતીમા વધારો કરી ગયલા એક મહાન નર હતા

**દાદાભાઇનો જન્મ અને ઓલાદ**

આપણી કોમનો પહેલવહેલો પગપેસારો ગુજરાત ખાતેના બદરો જેવા કે સુરત, ભરૂચ ખાતે થયો હતો પાછળથી જયારે તયા આગળનો વેપારવણજ પડી ભાગયો અને મુબઇ વેપારવણજનું મુળ સ્થળ થઇ પડયુ તયારે બધા પારસીઓ એ સ્થળે ખેચાઇ આવયા, એવી રીતે વાડીયાવાળાઓ, બનાજીઓ, રેડીમનીઓ પહેલવહેલા અત્રે આવીને વસ્યા હતા. દાદાભાઇ નવરોજી તે નરોમાંના એક હતા કે જેઓએ આ નગરી કે જેણે આજ સુધીમા પારસીઓને પાળયા છે, પોશયા છે અને કેટલા કોને દોલત અને નામનાથી તરોપુર બનાવયા છે તે નગરીમા જનમ લીધો હતો હાલનુ મુબઇ બધુ ફેરવાઇ ગયુ છે આજથી પચાસ યા સો વરસ ઉપરનું મુબઇ તદન જુદુ જ હતુ દાદાભાઇ માડવી બદર કે જયા ખડકો આવયા હતા તયાના ખડક ઉપરના એક એલાહેદા ઘરમા જનમયા હતા તેવણની જનમ તારીખ ૪થી સપટેમબર સને ૧૮૨૫ હતી, માબાપ તો બહુ ગરીબ હતા અને તેમની અસલ્યાત નવસારી ખાતેથી હતી કે જેઓ દોરડીવાળા કહેવાતા હતા એવણના પીતાનુ નામ નવરોજી દોરડી કરીને હતું. અને જયારે દાદાભાઇ પાચ વરસના થયા તયારે તેઓ હક થયા હતા. એથી નાદાન દાદાભાઇનો કેળવણીનો સઘળો આધાર એવણના માતાજી બાઇ માણેકબાઇ ઉપર રહયો હતો દાદાભાઇને પોતાના બાપના

મરણુ માટે ઘણુ લાગતુ હતુ અને માતાના પયારમા તે દુ ખ ઘણુ ભુલાઇ જવાતું હતું ઘડપણમાભી પોતાના માત માટે બોલતા કે જોકે તેવણે કેળવણી લીધેલી ન હોતી તોભી તેવણમા ડહાપણુ ઘણુ હતું અને મને ખરાબ સોહબતમાથી બચાવનાર તેવણુજ હતા વળી આગળ ચાલતાં જ્યારે સસાર સુધારાઓ સ્રી કેળવણી માટે હુ જુમબેશ ચલાવતો હતો તયારે મારા માતાજીએજ મને મોટો ટેકો અને ઉતેજન આપયા હતા આજે જે હુ છુ તે મારી માતાના પ્રતાપે

દાદાભાઇની કેળવણી

પોતે અથોરનાન ઓલાદના હોવાથી દાદાભાઇને ૧૪ મે વરસે નાવર બનાવવામા આવયા હતા અને ધરમ ધયાન ઉપર એ રીતે તેઓ પહેલાથીજ વીશેષ લક્ષ આપતા હતા તે એટલે સુધી કે જ્યારે વીલાયત ગયા અને તયા અગ્રેજો વચે રહયા અને ઘણાક વરસો તયા પસાર કરયા હતા તયારેભી અગમાથી સુદરેહ કુસ્તી કાઢયા નહોતા અને વીલાયતમાભી આફ્રરગનીઆ આગળ ઉભા રહી નીયમીત બદગી કરતા દાદાભાઇને ૨૦ મે વરસ લગનની ઝુસરીમા જોડાવુ પડયુ હતુ કારણકે તે જુના જમાનામા બાળ લગનની ગોયા રસમજ પડી ગઇ હતી નાનપણમા જોકે કાઇ ફારસી ઝાઝુ સીખયા ન હોતા તોભી શાહનામુ બહુ બહાદુરી અને જોસથી લલકારતા હતા અને પારસી મડળીઓ સામે તે ગાતા હતા એ રીતે એક જરથોસ્તી તરીકે પોતાના સરવે ઉત્તમગુણોનુ બધારણુ પારસી ગુણો ઉપરજ રહયું હતુ

હવે અગાઉ જ્યારે કમપનીનુ રાજ્ય હતુ તયારે તેના મારફતે મુબઇમા "નેટીવ એડયુકેશન સોસાયટી" કરીને ખોલવામા આવી હતી જ્યાનાં ગુજરાતી ખાતામા એક મહેતાજીના હાથ તળે એવણે શરૂઆતની કેળવણી લીધી હતી કેળવણી માટે કાઇ દામ આપવુ પડતુ નહોતુ તયાર બાદ તેઓની ખરી કેળવણીની રચના સરકારી કેળવણી ખાતામા થઇ હતી કે જ્યા અજ્ઞાનતાના પડદા એવણના મગજ ઉપરથી એક પછી એક એમ કરીને ઉચકાવા લાગ્યા અને સારા સારા ગુણો એવણમા દાખલ થવા લાગ્યા ઇંગ્રેજી સ્કુલ જેને એલફીનસટન ઇનસટીટયુશનના નામે

ઓળખવામા આવતી હતી તેમા એવણે પોતાની ચબરાકી અને બાહોશી માટે નામ કહાડયુ હતું અને ઘણાક ઇનામો જીતી ગયા હતા

દાદાભાઇની નાનપણુ-ની માનીતી કીતાબો

એ અરસામા દાદાભાઇને જે ચોપડીઓ પર ભારે ચાહ હતો તે ફીરદોશીનું "શાહ નામુ" "જરથોસ્તીઓની ફરજો" અને વોટ નામના ગ્રંથ કરતાના 'મગજનો સુધારો' એ નામની ચોપડી હતી, એજ રીતે દાદાભાઇને વીલીયમ વીલબર ફોરસે ગુલામોને તેમની ગુસરી-માથી કેમ છોડવ્યા અને તેના ગોઠયા કલારકસને તે બાબે કેમ જુમબેશ ચલાવી એને લગતા ચોપડી ચોપાનીયા ઘણા વાચવા ગમતા હતા

કેળવણી તરફ સેવા.

પોતે કેળવણી લીધા બાદ કે જે દરમ્યાન દાદાભાઇએ એલફીનસટન ઇનસટીટયુટના એક શીક્ષક અને પાછળથી એક પ્રોફેસર તરીકે જગ્યા મેળવી હતી તે થયા બાદ પોતાના જાતભા-ઇઓને અને દેશી ભાઇઓને કેળવણી આપવા પાછળ પોતે ઘણી ઉત્સાહભરી સેવા બજાવવા માંડી સટુડંટસ લીટરરી અને 'સાયનટીફીક સોસાયટી' નામની એક મંડળી તેવણુનીજ કાળજી અને દેખરેખ હેઠળ પહેલવહેલા કાઢવામા આવી હતી અને તે મારફતે પોતાના મીત્રો કે જેઓમા બેહેરામજી ગાંધીનુ નામ ઘણુ આગળ પડતું દીસે છે તેઓએ ખાસ કરીને ઉતરતા વરગો અને સ્ત્રીઓને કેળવણી આપવા કામ કરવા માંડયુ આ મંડળીએ જે બીડુ ઝડપયુ હતુ તેથી તેઓ સુધારાવાળા-ઓની કેટલીક ખફગીમા આવી પડયા હતા અને મજાહમા તેઓ એમને તેમજ બીજાઓને "સીસોટીના પોરયાઓ" કરીને ઓળખતા તે વખતના ઇંગ્રેજોબી ઘણા દીલ સોજ હતા બારટલ ફ્રીઅર, સર ચારલસ ફોરબસ, એલફીનસટનના નામો આજેરબી દરેક દેશીની જીભ ઉપર ગોયા રમી રહે છે તે જમાનામાં તેઓએ એલફીનસટન ઇનસટીટયુશનના કરવઇયાઓ સાથે મળીને કેળવણી તરફ ઘણીક જાગરતી ભરી સેવા બજાવી હતી સ્ત્રી કેળવણીની તેમા પહેલ કરનારા શેઠ દાદાભાઇ હતા એવણુ તરફથી જે ઠેકાણે છોકરાઓને શીખવવામા આવતા હતા તે કોટના કોઇનાં મોટા ઘરનો ઓટલો હતો જે વીશે તેઓ પાછલા

વખતમા બહુ મગરૂરી સાથે વાતો કરતા હતા. લીટરરી સોસાયટીના એઓ લામો વખત પ્રમુખ તરીકે રહયા હતા, અને તે દરમ્યાન પ્રજા તેમજ કોમની ઘણી ઘણી સેવાઓ બજાની હતી. એજ સોસાયટી તરફથી જ્ઞાન પ્રસારક મંડળી પણ સ્થાપન કરવામા આવી હતી જે મારફતે કેળવણી સબધી ખાસ ભાષણો આપ્યા હતા, એટલુજ નહી પણ તે મંડળીના એવણ પ્રમુખબી હતા એજ મંડળના નામથી એક ચોપાનીયુ કાઢવામા આવ્યુ હતુ તેના અધીપતીબી એવણુજ નેમાયા હતા

સંસાર સુધારા બાબે જુમબેશ

દાદાભાઇની પારમી સંસારના સુધારા સબધીની જુમબેશ ખરૂ જોતા ૧૮૪૫ ૫૦થી શરૂ થાય છે પારસીઓમા વહેમી અને બુરી રસમો પેવશ થઇ ગઇ હતી તે એટલે સુધી કે ખુદ ધરમની બાબદોમા પણ બુરા આચારવીચારો અને તરીકનો દાખલ થઇ જવા પામી હતી. એની સામે કુદરતી રીતે જો અટકાવ નહી થાય તો પારસી ધરમ તેના અખડપણાથી દુર થાય અને આમંદે મઝદયસના ધરમ તેની સ્વચ્છતા જાલવી શકે નહી આ વીચારથી દાદાભાઇએ નવરોજી ફરદુનજી અને સોરાબજી બંગાલી જેવા આગેવાન સુધારકોની મદદ લઇને એક સભા સ્થાપી જેનુ નામ રાહનુમાયે મઝદયસ્નાન સભા હતુ એ સભાની મતલબ એવી હતી કે આરસ કોમના સ્વચ્છ આચારવીચારો ફેલાવવા એવી પહેલ વહેલા સેક્રેટરી દાદાભાઇ નવરોજી હતા તેવણને સતાવાળાઓ તેમજ હમ કોમીઓ “દાદાભાઇ પ્રોફેસર” ને નામે ઓળખાતા કારણ કે તેઓ તે વખતે એલફીસટન કોલેજમા ગણીત જેવા બીકટ વીષયના પ્રોફેસર હતા રાહનુમાય માઝદય સ્નાન સભા બીજે વખતે પારસી કોમમા એક મજબુત બળ સમાન થઇ પડી હતી કે જેને લીધે પારસી કોમમા સુધારાઓ દાખલ થવા પામ્યા હતા તેજ વખતે દાદાભાઇએ “રાસ્ત ગોફતાર” નામનુ પત્ર શુરૂ કીધુ હતુ અને જોકે એવણને તરેહવાર જુમબેશોમા ઉતરવુ પડયુ હતુ છતા તેમા તેઓ મજબુતાઇથી ટકી રહયા હતા એમ કરતા ૧૮૫૫ સુધીનો વખત આવી લાગ્યો કે જ્યારે એવણને વીલાયત તરફ જવાનુ થયુ

સને ૧૮૫૫ના સાલમા કામાવાળાઓની પેઢી તરફથી દાદાભાઇ વીલાયત ગયા અને ખુદ લડન યુનીવરસીટીની કોલેજમા ગુજરાતીના પ્રોફેસરખી એવણુ નીમાયા, ત્યાથી ઇરાનના જરથોસ્તીઓ સારૂ એવણે ખુદ ઇરાનના શાહસાથે સદેશો ચલાવીને તેમની બહેતરીનુ કામ ઉપાડયુ, આ મડળીનુ નામ ઇરાનના જરથોસ્તીઓની બહેતરી કરવાનું ફડ હતુ જેમા માણેકજી હાંતરીઆ જેઓએ ઇરાનના પારસીઓ સબધી ખાસ શોધખોળ કરીને ઇરાનના શાહપર પોતાનો લાગવગ ચલાવ્યો હતો પરીણામમા ઇરાનના જરથોસ્તીઓ સબધી માણેકજી નશરવાનજી પીટીટ અને તેમના બેટા દીનશાહજીએ લડન ઉપાડી અને એક ફડ સ્થાપ્યુ જે આજ સુધી આ ટોળીનુ ભલુ કરે છે

દાદાભાઇ વીલાયત જાય છે

પણ દાદાભાઇ શેઠ માત્ર પારસી કોમના ભલા અરથેજ જનમ્યા નહોતા તેઓના દીલમા હીંદના એક વતની તરીકે હીંદનું ભલુ કરવાનો વીચાર રમી રહયો હતો તેઓ વડપણમા જ્યારે વરસોવાના દરીયાને કીનારે બેસતા ત્યારે કહેતા કે નાનપણમા ઇગલડમા ચાલેલી ગુલામગીરી અને તેની સામેની જુમબેસના વાચણો બહુ ઉલટ અને ઉતસાહથી કરતો જેથી છેવટે માગમા હીદ દેશને તેની પડતી અને ગરીબાઇ ભરી હાલતમાથી બચાવવાનો વીચાર સુઝયો દાદાભાઇએ વીલાયત જતાને વાર "ઇસ્ટ ઇન્ડીયન એસોસીએશન" નામનુ મડળ સ્થાપ્યુ, અને તે મારફતે હીંદના અનેક રાજ્યદવારી સવાલોને બ્રીટનની આલમ હજુર રજુ કરવા માડયા કે જેમાનો મૂળ એ હતો કે હીદ દેશની આરથીક સ્થીતી વધુને વધુ નબળી બનતી જાય છે આ મડળ મારફતે એવણે કેટલાક ઘણા જાણવાજોગ નીબધો વાચ્યા હતા તેમજ ઘણાક જાણીતા પત્રોમા જાહેર લખાણો કીધા હતા એ અરસામા એવણને મુબઇ કેટલીકવાર આવજા થઈ હતી અને ચોથીવાર જ્યારે ઇગલડ જવા નીકળ્યા ત્યારે એવણને સર ફીરોઝશાહ મહેતાની આગેવાની હેઠળ એક જાહેર પરસ આપવાની હીલચાલ કરવામા આવી હતી, જે પરસનો એવણે

વીલાયતમા હીંદની બજાવેલી સેવા

ઘણો રૂડા ઉપયોગ કીધો હતો યાને કે તે નાણુા રહેવા દઇને વીલાયતમા શીખતા વીદયારથીઓને તયાથી મદદ કરતા. વીલાયત ફરયા બાદ હીંદના વેપારવણુજ અને ધધા ઉદયોગનો સવાલ એવણે જાગરૂતી ભરી રીતે ઉપાડયો અને તેના છેવટમા એવણે એમ ધારયુ કે પાર્લમેન્ટમા મારે ઉમેદવારી કરવી હીંદ તરફથી પહેલ વહેલા પારલામેટમા સભાસદ તરીકે દાખલ થવાની એવણે હીલચાલ કરવા માડી, જેમા તેવણુને આગલા ગવરનર જનરલ લોરડ રીપનનીમોટી મદદ મળી હતી ખરૂ જોતા એક બગાલી બાબુ લાલ મોહન ઘોશ કરીને ખુદ દાદાભાઇ નવરોજીની અગાઉ જે થઇ ગયો તેણે પારલામેટમા બેસવાની પહેલવહેલી ઉમેદવારી કરી હતી પણ તેને પુરતો ટેકો નહી મળવાથી તે નીશફળ ગયો હતો, જ્યારે દાદાભાઇને તેવો ટેકા પુરતો હતો જેથી એવણુ સેનત્રલ ફીનસબરીના એક સભાસદ દાખલ નીમાયા હતા એવણે જે પહેલવહેલુ ભાષણ પારલામેટમા કીધુ હતુ તેમા કેટલો જોશ અને હીંદ તરફની લાગણી સુધા કેટલો વફાદારીનો ઉતસાહ સમાયલો છે તે તેમણે કરેલા પોતાના પહેલવહેલા ભાષણના વાચનપરથી માલમ પડશે

**દાદાભાઇ વડોદરાના દીવાન**

એક હીદીવાન રાજ્યકારોબાર ચલાવવાની પુરીપુરી કુશળતા ધરાવે છે એ ધડો જો કોઇબી હીદીવાને પુરો પાડયો હોય તો તે દાદાભાઈનવરોજીએ વડોદરાના દીવાન તરીકે તે રાજ્યને બરોબર ચલાવીને પુરો પાડયો છે સર ટી માધવરાવ કરીને માઇસોરમા જેમ થઈ ગયા હતા તેમ દાદાભાઈ વડોદરામા થઈ ગયા હતા એ ઉપરથી ખુદ અગ્રેજોનેબી શીખવાનુ મલ્યુ હતુ કે હીદીનોનો રાજય ચલાવવાની કુશળતામાથી સહેજબી બકાત નથી, વડોદરાનુ રાજ્ય ૧૮૭૪ મા તેના રાજ્યકરતા મલ્હારરાવ ગાયકવાડના હાથમા બહુ ખરાબ હાલતે પહોચ્યુ જતુ હતુ લાચ રૂસવતનુ તે ગોયા મૂળ ધામ થઈ પડયુ હતુ, અને ગાયકવાડને બહુબી સમજાવટ કરવામા આવી છતા તે બાપડાને આડુ જ સુઝતુ રહયુ; અને પરીણામમા એક છેલ્લી તક લઇને દાદાભાઈ નવરોજીને દીવાન-ગીરી આપવાની સરકારે માગણી કરી જે તેઓએ રાજ્યના ભલાને ખાતર સ્વીકારી અત્યાર અગાઉના દાદાભાઈ જ્યારે ૧૮૬૯ થી ૧૮૭૫

સુધી અત્રે રહયા હતા ત્યારે અત્રેની મ્યુનીસીપાલીટી તેમજ પારસી ખાતાઓ અને છેવટે લેજીસ્લેટીવ કાઉનસીલમાંથી ઘણો ઉલટમંદ ભાગ ભજવયો હતો કે જે માટે પ્રજા તેમજ ગજ બેઉ તરફથી એવણુ પુગતી પસંદગી અને પ્રશંસા પામી ચુકયા હતા એવી અને એટલી ઉલટ સહીત જ્યારે એવણુ વડોદરાના દીવાન તરીકે ચુટી કહાયા ત્યારે 'ટાઇમ્સ ઓવ ઇંડીયા'મા તે વખતના અધીપતી મી૰ મારટીન વુડે નીચે મુજબ જાણુવાજોગ ટીકા કીધી હતી

Whilst, however, the Commission and all that it has done must remain for many months amongst the things of the underworld, there is one practical matter affecting the present interests of the Baroda State and people which presses for speedy solution We refer to the appointment of Mr Dadabhai Naoroji as Dewan, already made by H H Mulhar Rao, by whom the nomination has been duly submitted to the Government of Bombay, and, we presume, that of India also Whatever the decision of the Commission may be as to the past, it is well known that in accepting a man of integrity and high political principle like this well-known Bombay citizen, the Guicowar has fairly broken with that evil past And seeing that his desire to have this educated and Britishised politician as Minister was manifested long before the verdict of the Commission could by anticipated it may fairly be supposed that His Highness is sincere and settled in his wish or thorough reformation.

* * * *

Now that the Commission has sat and deliberated, colonel phare will surely be "visitation" enough for the Baroda State, and as an exceptionally "favourable opportunity has arisen in Baroda for "extending and intensifying the moral authority of our Government," without attempting in that state "to be ubiquitously executive," we trust the Bombay Government will not foreclose that opportunity It is certain the Government of India will not take the Guicowar in his internal administration just at the time when, of his own free choice, he has selected as minister a British subject whom the Viceroy himself might be glad to trust

પણ મલ્હારરાવ પોતાની રીતભાતમા સુધર્યા નહી અને છેવટે પોતાને ખટપટમા આવી પડેલા જોઈ દાદાભાઇએ પોતાનુ રાજીનામુ આપ્યુ જે માટે સરકાર તેમજ ગાયકવાડી દરબાર બને બહુ દિલગીર થયા હતા

રાજ્યદ્વારી જુમલો શામા ફરીને અંધકાર

જ્યારે ઇંગ્લાંડના અડમંડ બર્ક જેવા હીંદ તરફ લાગણી ધરાવતા મહાન રાજદ્વારીઓ હતા ત્યારથીજ હીંદુસ્તાનને લગતા સવાલો ચરચાવા લાગ્યા હતા પણ જ્યારે ૧૮૪૭ મા હીંદનો હીતાર્થી જોન બ્રાઇટ પારલામેનટમા દાખલ થયો ત્યારથી તો હીંદના સવાલો નિયમસર ચાલુ વાદવીવાદનો વિષય થઈ પડયા આ એની કાળજી જ્યારે ૧૮૫૩ મા સર ચાર્લ્સ વુડનુ ઇંડીયા બીલ પારલામેનટમા દાખલ થયુ ત્યારે પુરેપુરા આકારમા બાહેર પડી હતી ૧૮૫૮ મા જ્યારે હીંદી બળવો ખતમ થયો અને હીંદુસ્તાનનુ રાજ્ય અંગ્રેજ સરકારને સ્વાધીન થયુ ત્યારે આજ જોન બ્રાઇટે એક ખરડો ઘડયો હતો જેનુ મૂળ છુટાપણા ઉપર રચાયલુ હતુ એજ વખતે બંગાળના

જાણીતા રાજદવારી વક્તા બાબુ લાલમોહન ઘોષ વીલાયતમા હતા અને તેઓ બ્રાઈટ કનેથી ઘણુંક શીખ્યા હતા ત્યારબાદ હેનરી ફોસેટ, હરબર્ટ પોલ, ચારલસ બ્રેડલો, હયુમ, સર હેનરી કોટન, સર વીલીયમ વેડરબરન એમ કરીને કેટલાક અંગ્રેજી મીત્રોએ રાજદવારી હીલચાલનો ઝુંડો, ઉડાવયો, અને આપણા પહેલા રાજ્યદવારી કારોબારીઓમા હીંદીઓ તરફથી એકજ હીંદીવાન તેમનો સાથી હતો તે કોઈજ નહી પણ આપણા મહાન પારસી વડવા દાદાભાઈ નવરોજી હતા. પોતાની જીભ વડેજ નહી પણ પોતાની કલમ વડે પણ રાજદવારી ચળવળો જાગ્રત કરવામા પારસીઓજ હતા મુંબઈ તરફ છાપાની તવારીખ લેતા પહેલ વહેલા પત્રો પણ પારસીઓએજ કાઢયા હતા સંસાર, રાજ્ય, અરથશાસ્ત્ર વીગેરેને લગતા સવાલો પારસીઓએ ઉપાડયા હતા અને દાદાભાઈ નવરોજજી અને દીનશાહ વાચ્છા જેવા fire brand હતા, જે સ્વતંત્રતાનો જુસ્સો હીંદુસ્તાનમા એક નીયમાનુસાર ધોરણે કોઈપણ કોમે યા પ્રજાએ દાખલ કીધો હોય તો તે પારસીઓજ હતા ચોખા ખુલ્લા મને શુ સરકાર કે શુ રઈયતને ચોખ્ખે ચોખ્ખુ પરખાવી દેતા. એ માટે જ્યારે મી૦ બેહેરામજી મલબારીનુ "ઈનડીયન સ્પેકટેટર" નામનુ પત્ર નીકળતુ હતુ, ત્યારે તેની સાથે દાદાભાઈએ પોતાનુ "વોઈસ ઓવ ઈંડીયા" નામનુ એક પત્ર કાઢવા માડયુ અને જોડી દીધુ હતુ એ ઉપરાંત નાના મોટા નીબંધો, જાહેર સભાઓમા વાચવામા આવેલાં ભાષણો, જે મી૦ દાદાભાઈ તરફથી બાહેર પાડવામા આવ્યા હતા તેની નો કશી ગણત્રી થાય એમ પણ નથી

સીવીલ સરવીસમા લગભગ ૧૮૭૫-૮૦ ના સમયમા મી૦ રૂસતમ વાડીયા નામના એક પારસી જવાન વીલાયતમા પરીક્ષામા બેસવા ગયા ત્યારે તેની સામે ઉમરની હદનો સવાલ વચ્ચે આવ્યો અને આખરે તેવણુને પરીક્ષામાથી બરતરફ કરવામાં આવ્યા હતા તે વખતે દાદાભાઈ ઈંગલંડમા ન હતા ત્યારે તેવણુની આખ હીંદીવાનોને સીવીલ સરવીસના બાબમા પડતી હાડમારી તરફ એ ચાઈ લોરડ સોલઝબરી કે જે આ વખતે ઇંગલંડનો વડો વજીર હતો

**સીવીલ સરવીસના બાબમા દાદાભાઈએ ભજવેલો ભાગ**

અને જે દાદાભાઈ નવરોજજીને Black man of India હીંદના કાળા આદમી કરીને કહેતો તે સીવીલ સરવીસમા દાખલ થતાં વીદ્યાર્થીઓની ઉમરની હદ ૨૩ પરથી ૧૯ પર લઈ ગયો, તો તેની સામે અંગ્રેજી છાપામા તેમજ વીલાયતના તખતા ઉપરથી દાદાભાઈએ ધુંઆંધાર ચલાવ્યો હતો

**એકી વખતે પરીક્ષા લેવાની હીલચાલ દાદાભાઈની લડત**

દાદાભાઈ નવરોજજી ગુજરયા ત્યા સુધી હીંદ અને વીલાયતમા એકી વખતે સીવાલ સરવીસની પરીક્ષા લેવાય એવુ ઇચ્છતા હતા એને લગતી હીલચાલ સને ૧૮૭૭ મા વહેવારૂ પગલે ચાલવા લાગી ઉત્તરમા બનારસ, અલાહબાદ, લખનૌ, કાનપોર મીરત, આગ્રા, વીગેરે ઠેકાણે સભાઓ ભરાવા લાગી ત્યા સર હેનરી કોટને પુંજોરા શરૂ કીધા, અલીગઢ તરફ સર સઈયદ અહમદે ચળવળ જાગરૂત કીધી બંગાળ મધે, સુરેનદરનાથ બેનરજીએ હીલચાલ કરી, દખણમા સારવજનીક સભાવાળા નામજોશીએ તખતો ધુંજાવવા માડયો, ત્યારે મુંબઈ ખાતેથી બીજા સર જમશેદજી, વીશ્વનાથ મંડળીક, મંગળદાસ નથુભાઈ અને નવરોજી ફરદુનજીએ ઝુંડા ઉઠાવયો એ વખતે દાદાભાઈ વીલાયતમા સખત જુમબેસ ચલાવી રહ્યા હતા, આ પછી ૧૮૭૮ મા દીલ્હી ખાતેની દરબાર ખનમ થઇ તે વખતે બધા હીંદીવાનોએ સંપે મળીને પારલામેંટ ઉપર એક મોટી અરજી ઘડી કાઢી તેમા સીવીલ સરવીસને લગતા હકોની માગણી કરવામા આવી જે ઉપર જે પારસીઓની સહી આવેલી તેમા દાદાભાઈ નવરોજી, નવરોજી ફરદુનજી, સર જમશેદજી ફીરોઝશાહ મેહતાની હતી

**કોનગ્રેસની સ્થાપના**

હીંદીઓની દાદાભાઇએ સઉથી મોટામા મોટી સેવા બજાવી હોય તો તે કોનગ્રેસની સ્થાપના છે રાજારામમોહનરાય, કે કેશવચંદરસેન કે દીવેનદરનાથ ટાગોર યા તેવા કોઈ મહાન સુધારક સંસાર સમાજ અને ધરમના આચાર વીચારોમા સુધારો કરી ગયા હતા તે સુધારા હીંદમા પોત પોતાની નાતો વચેજ કરવાની હીલચાલ હતી પણ એક રાજ્યમા સઉથી મોટો સુધારક તેજ હોઈ શકે છે કે જે રાજદવારી સુધારાઓ આરંભે છે અને રાજ્યકરતી

કામ પાસેથી દેશને માટેના હકો ચાહે છે એવી રીતે ઇગલડ તેમજ બીજા દેશોમા મહા પુરૂષો થઇ ગયા છે કે જેમના નામ આજ સુધી ઇગલડવાશીઓ ઘણા માનઅને ચાહ પ્રીતી અને લાગણીથી યાદ કરે છે એવાઓની સફમા મુકવાને લાયક જો કોઇપણ એક નામ હીદુસ્તાનમા આગળ પડતુ હોય તો તે નામ દાદાભાઇનુ જ છે. તે માટે આજે એકત્ર હીદ તેમના નામની ગોયા પુજા કરે છે જ્યારે લારડ ડફ્રીનનો અમલ હતો ત્યારે હીંદના કેટલાક જાણીતા રાજ્યદવારીઓએ એવો ઠરાવ કીધો કે દેશમા એક એવી સ્થાનીક સસ્થા હસ્તીમા આણવી કે જે મારફતે હીદના રાજદવારી સવાલો ચરચાવવામાં આવે અને જેમ બીજા દેશોમા રાજદવારી જાગરૂતી કરવામા આવતી રહી છે તેમ હીદુસ્તાનમા પણ થાય એ મકસદથી કોનગ્રેસની એક સસ્થાપર વીચાર ચલાવવામા આવ્યો કે જેની રચનામા દાદાભાઇએ ઘણો અગત્યનો ભાગ ભજવયો છે ખરૂ જોતા કોનગ્રેસની સસ્થાજ દાદાભાઇને આભારી છે હીદુસ્તાનમા દરેક દીશાએથી જબરી ચળવળ ચાલી રહી હતી બગાળમા એક રાજદવારી મડળ ઉભુ થયુ હતુ કે જ્યા સુરેન્દ્રનાથ બેનરજી જેવા જવાન બાહોશ રાજ્યદવારીએ છોડવા મીસાલ ઉગતા જણાતા હતા મદરાસમા મહાજન સભા નામની રાજદવારી મડળી ઉભી થઇ અને પુના ખાતે "સારવજનીક સભા" એકઠી મળી દરેક કને પોતાનો લીડર હતો ત્યારે મુબઈમા

**બામ્બે પ્રેસીડનસી એસોસીએશન**

સ્થાપન કરવાની જરૂર જણાઈ, તે વખતે ડા૦ ભાઉ દાજી, જગનનાથ શકરશેઠ, સર જમશેદજી જીજીભાઇ, નવરોઝજી ફરદુનજી જેવા મુબઈમા બાહોશ નરો હઇયાત હતા, તેઓ સાથે કેટલાક અગ્રેજોબી તેમના મદદગાર હતા અને એઓએ મુબઇમા પ્રેસીડનસી એસોસીએશન સ્થાપી આ એસોસીએશન પહેલવહેલા ખુદ એક પારસી શેઠ ફરામજી નશરવાનજીના કોટના રહેવાના મકાનમા મળતી અને એના પહેલા સેક્રેટરી તરીકે દાદાભાઇએજ કામ કીધુ હતુ જે દરમયાન એવણે અનેક રાજદવારી સવાલો ઉપાડયા હતા અને મડળને ખુદ વીલાયત સુધી મેમોરીયલો અને અરજીઓ કરવાને રાહ બતાવ્યો હતો

મી॰ દાદાભાઈ કોનગ્રેસના ત્રણ વખતે પ્રમુખ નીમાયા હતા જેમા જ્યારે ૧૮૯૩ ની લાહોરની કોનગ્રેસ માટે તેઓ અત્રે પધારયા હતા ત્યારે એવણને મળેલુ માન અનુપમ હતુ દેગેદેશ અને ગામે ગામથી લોક ઉતરી પડયુ હતુ અને દાદાભાઇની પુજા વટીક લાહોરવાસીઓએ અમરૂતસરના દહેરામા કીધી હતી સર વીલીયમ હનટર જે એક મોટો તવારીખનવેશ હતો તેણે એજ વખતે લડનના "ટાઇમ્સ" પત્રમા એ કોનગ્રેસનો ટુક અહેવાલ આપતા દાદાભાઈ માટે નીચે મુજબ લખે છે —

કોનગ્રેસના પ્રમુખ અને સવરાજ્યનો સદેશો

" The enthusiasm with which the president of this year' s congress has been received in India was very striking Mr Naoroji is not only the first Indian gentleman who has ever been elected to Parliament, he is also an example of an early carrer of high promise being overshadowed by long frustrations in middle life and realized after unwearied perseverance in advanced age The brilliant young student and professor of Elphinstone College, who left Bombay to seek his fortunes in England in 1855 was received back last month, bowed with the weight of 68 years and of a great family sorrow He had a welcome on landing such as has only on one occasion been rivalled by a viceregal ovation His reception at Lahore has, perhaps, not been surpassed since the days of Ranjit Singh It is for him and his colleagues to direct wisely the new influence which the Congress party has acquired in the House of Commons and the Indian Legislative Councils "

પણ સઉથી અગતયનું કામ જે દાદાભાઈએ કોનગ્રેસ બાબે કરયુ છે તે જ્યારે ૧૯૦૬મા કલકતા ખાતે કોનગ્રેસ બેઠી હતી ત્યારે હીંદ દેશ માટે સ્વરાજ્યનો સંદેશો આપીને બજાવી હતી, કે જેને માટે આખો દેશ આજે તલપી રહેલો છે "સ્વદેશ અને સ્વરાજ્ય" એ બે શબ્દો દરેક હીદીવાનના ઘરમા ગોયા ઘરગતુ થઈ પડયા છે પણ એની મુળ શરૂઆત કરનાર એક પારસી જરથોસતીજ હતા એ કોમને હરખાવયા વગર રહેશે નહી

દાદાભાઈની તયાર બાદ તંદુરસતી લથડતી ચાલી અને છેવટે એવણને હીંદુસ્તાનમાજ રહીને પોતાનો બાકીનો વખત પુરો કરવાની ભલામણ થતા એવણ વરસોવાના દરયાને કીનારે રહેવા લાગયા હતા અહીંયા એવણને ગવરનર લોરડ સીડનહેમ અને છેવટે નામદાર લોરડ હારડીંગ વાઇસરોય વટીક મળવા આવ્યા હતા રાજ્યદવારીઓ તેવણની સલાહ લેતા અને તેઓને ખરે માગ્ગે ઉતારવામા મોટો ભાગ ભજવતા હતા ૧૯૧૬ મા એવણને મુબઇની યુનીવરસીટી તરફથી એલ એલ ડી નુ માન મળયુ હતુ જેને માટે એક ખાસ કોનવેકેશન ભરવામા આવ્યુ હતુ તે દીવસ મહાન હતો અને દાદાભાઇ તે દીવસે છેલ્લા મુબઇના જુદા જુદા ભાગોમા ફરયા હતા જે વેળાએ શાળાઓ બધ રાખવામા આવી હતી અને લોકોએ દીવસ ખુશ ખુરમીમા પસાર કીધો હતો

**દાદાભાઇને યુનીવરસીટી તરફનુ માન**

મરણ વખતે દાદાભાઇનો પાયદસને જેટલુ લોક હાજર થયુ હતુ તેટનુ લોક બીજી કોઇનીભી પાયદસત વેળાએ હાજર રહયુ ન હોય એમ મુબઇની તવારીખમા નોધાયુ હતુ અને અજબ જેવો બનાવ એ હતો કે સર નારાયણરાવ ચંદાવરકરે તે વખતે ખાસ funeral oration કરયુ હતું જે અગાઉ ગ્રીસના દેશોમા મહાન પુરૂષો માટેજ કરવામા આવતુ હતુ.

**દાદાભાઇનુ મરણ**

દાદાભાઇના નામથી શાળાઓ, ઓરફનેજો, વીગેરે ખાતાઓ હસ્તીમા આણવામા આવ્યા છે પારસીઓએભી મરહુમનુ નામ પોતાના

ભણુતરોમા લેવાનુ ઠરાવયુ હતુ  તેવણુના નામની યાદમા ટાઉનહોલમાં ગંજાવર સભા બોલાવવામા આવી હતી જે વેળાએ લોરડ વીલીંગડન પ્રમુખપદે બીરાજયા હતા.

આપણા બાહોશ જસટીસ રાનાડેએ જે લખાણુ મી૦ દાદાભાઇ નવરોજી માટે કરયુ છે, તે ખરેજ વાચવા લાયક છે  તેવણુ કહે છે કે —

જસટીસ રાનાડેનો દાદાભાઇ માટે ઉચો ખ્યાલ

"હાલનો વખત જોતા મી૦ દાદાભાઈ નવરોજી જે રીતે કામ કરે છે તે કાઇ વણુજ હીદને લાભકારક નીવડયુ છે, એમ કહી શકાય નહી  પણુ મે એવણુના દરેક લખાણો, દરેક ભાષણો વાચયા છે, બલકે બહુજ બારીકીથી તેમનો અભયાસ કરયો છે, તયારેજ મને માલુમ પડયુ છે કે જે કામ માટે મી૦ દાદાભાઈ નવરોજી બાહેર પડયા છે, તે માટે તેમને તે કામ પાર પાડવાને કીનારે આવે તે પહેલા એક મસમોટો દરીયો, કે જે અનેક અગવડોથી ભરપુર છે તે વટાવવો પડશે, જે માટે તેમને ઘણુ સહન કરવુ પડયુ છે, અને પડશે  આજ જે અરથવીનાના ગુલબાનો તેઓ માટે ઉડયા છે, તેથી સહેજ પણુ લોકની તેવણુ તરફની લાગણીમા ફરક પડનાર નથી  જ્યારે એવણે એમ કહયુ કે, હીદનો સુખી વરગ હીદની ખુદ ગરીબાઇ તરફ પછાત છે, એટલે ગરીબોની ઝાઝી લાગણી કરતો નથી, ત્યારે તેમા સચાઇ સીવાય બીજુ શુ હતુ ? જે હોય તે માનવામા શુ ખોટુ છે ? ત્યાજ આપણુ સારથક રહેલુ છે  હુ કહીશ કે એવણે જે લખાણુ કરયા છે તે નહી કે ફક્ત તકરારને જવાબ કરવાની મકસદથી ઘણા વખતના અભયાસ અને પાકટ અનુભવજ તેમના એ લખાણો ઉપરથી તો મને માલુમ પડી આવ્યા છે, અને આસતે આસતે પારલામેટના મેમબરો શુ, કે નાના પાયાના ગન્જ્યદવારીઓ, સવળાના મન ઉપર એ બીના અસર કરે છે, અને તે એજ કે હીંદ અસલ જેવો હવે કાઈ માલદાર રહયો નથી તેને પાછો તેવી હાલતમા લાવવા માટે જે પલાનો ગવરમેટને મી૦ દાદાભાઈ સુચવે છે, તેવી હીમત અસલ કોઇએ

કરી નથી મી૦ દાદાભાઇના વીચારો અને પલાનો ખરેજ ધ્યાન પુગાડવા જોગ, ખરેજ મનન કરવા લાયક અને હીંદનુ સારથક થાય તેવાજ છે.

મરહુમ ઓનરેબલ મી૦ જે કે ગોખલેનુ આપણા એ મહાન વડવા વીશે શુ મત હતુ તે જોઇએ તેવણ એવણને માટે વખાણના શબ્દો લખતી વખતે કહે છે કે—

હીંદુ રાજ્યદવારી ગોખલે શુ કહે છે ?

"શુ એવણની જીદગી હતી ! તેની સાદાઈ, તેનું મકમપણુ, દરેક બાબદ ખોલ્લી કરી આપવાની હીમત, સારા હીંદ માટેનો તેમનો પ્યાર, લોક માટેની તેમની લડત, સ્વભોગપણુ, એ સઘળુ જ્યારે એવણના લખાણો અને એવણના કામો ઉપરથી આપણને જણાય છે, ત્યારે મી૦ રાનાડે જે બોલયા હતા તે ખરૂજ લાગે છે > જે દેશ જોકે ત્રીસ કરોડમાથી પણ એવા એક પુરૂશને જનમ આપી શકે તેને માટે આશા દરેક રીતે રહેવી જોઇએ

સઘળા જાણે છે કે મી૦ દાદાભાઇ નવરોજજી આખા હીંદમા બલકે તો આખી દુનીયામા જેઓ ખરા હીતારથી તરીકે ગણાય છે તેઓમાના એકજ તરીકે લેખાય, અને જો તેવા માણસને માટે જ્યારે કડવી ભાષાઓ વપરાય ત્યારે જાણવુ કે એવુ કાઇ થયલુ હોવુ જોઇયે, કે જેથી વાક તેઓનો નહી, પણ તે કડવી ભાષા વાપરનારનોજ હોવો જોઇયે. એવણના અગાઉના લખાણો જુઓ, તેમા જરા પણ કડવી ભાષાનો અશ ન જણાશે ! જો દાદાભાઇના છેલ્લા લખાણોની ભાષા સખત હોય તો તે ખરી ચાનક લગાડનારી છે મી૦ દાદાભાઇનો તેમા વાક નથી તેમા વાકજ આપણા દેશબધુઓનો છે કે જેઓ જ્યારે દેશની બરબાદી તરફ જરા પણ દરકાર નજ કરે તયારેજ તેમને આવી આશા ઉચારવી પડે જેઓ કહે છે કે મી૦ દાદાભાઇ નવરોજીના લખાણથી દેશના રાજ્યકરતાઓને માઠુ લાગી, સામુ દેશની ઉન્નતીની ઘોકો પહોચે છે, તેઓ દેશના ખરા દોસ્તો નથી. ઈંગ્રેજ સરકારની રાજયનીતીનો કારોબાર દર વરસે નબળો એટલે હીંદીઓના લાભમા નબળો પડતોજ જાય છેજ તેને માટે એવણ લડે છે, ત્યારે જાણે એક શીક્ષક શીષ્યને બધી ભુલો

દેખાડે છે તેવીજ ટબે શીખવે છે. આપણી જગ્યા તેવણુ પાસેજ છે આપણી ફરજ તેવણુને મદદ આપવામાજ છે આપણામાથી જે નેત્રણુની સામે જાય, તે આપણો દેશબધુ નથી તને દાબો ના કે મી૰ દાદાભાઇને માટે કડવી બાષા વાપરે. તેમાજ આપણ સાર્થક અને હીત સચવાયનુ છે

## સર દીનશાહ માણેકજી પીટીટ

પારસીઓ એક વ્યવહાર કોમ છે અને પોતાના નેક મઝદયસ્નની ખમીરને લીધે જ્યારે તેમના વ્યવહારૂપણાને સ્વચ્છતાની ગતી મળે છે ત્યારે તેઓ મહાન કીરતી મેળવી શકે છે. એ રીતે અગાઉ કટલાક એવા મહાન કીરતીવત પારસીઓ થઈગયા હતા કે જેમના જેવા આ ચાલુ સદીમા એકબી પેદા પડેલો દીસતો નથી ત્યારે આપણને અફસોસજ ઉપજશે ધન અને દઉલત મેળવવી એ છે કે પારસીની ફરજ છે, દઉલત મેળવીને તેનો ત્યાગ કરવો એ ખરૂ જરથોસ્તીપણુ છે, પણ દઉલત મેળવવા માટે કોશેશજ નહી કરવી એ અજરથોસ્તીપણુ છે દઉલત મેળવવામા પ્રમાણીકપણુ રાખવુ એ એક ખરા જરથોસ્તીની પવીત્ર ફરજ છે તે દઉલત મેળવીને વાજબી રીતે વાપરવી એ જરથોસ્ત પયગમબર સાહેબનુ ફરમાન છે આપણા વડવાઓએ એજ રીતે દઉલત મેળવી હતી અને દઉલતનો ઉપયોગબી કીધો હતો જેથી તેઓના નામ ગોયા આજેબી આપણા વચે પુજાય છે એ મહાન નામોમા પહેલા સર દીનશાહ-માણેકજી પીટીટ બેરોનેટનુ નામ અગત્યની જગ્યા ધરાવે છે

પારસીઓનુ જ્ઞાન અને વલણ વેપારવણજ અને ધધાધાપા તરફ કુદરતી રીતે દોડે છે તેટલુ બીજી દીશાએ ભાગ્યેજ ઢળતુ જણાશે. હમણા હમણાજ નોકરી ચાકરી તરફ કોમનો વધતો ભાગ ઢળતો દીસે છે પણ અગાઉ જ્યારે સ્કૂલ કોલેજની કેળવણી જેવુ ઝાઝ હતુ નહી ત્યારે સ્વતત્રપણે વેપાર ચલાવવાની ઉલટ ઘણી દીસ્તી હતી એ રીતે આપણી કોમમા પેદા પડેલા મોટા દઉલત મદોએ પણ નાને પાયેથી પોતાની કારકીરદી

પારસી વેપારીઓ

શરૂ કરીને સ્વતંત્રપણે મોટા મોટા વેપાર ચલાવવા લાગયા હતા ચીન અને બરમા સાથે વેપાર ચલાવવો, સ્ટીમશીપો બાંધવા, ખેતીવાડીનો ધંધો કરવો અને મીલ ઉદ્યોગ ચલાવવો એનો ગોયા પારસીઓનો જનમ સીધ હકજ હતો બધા કાંઇ મોટી દોલત લઇને જનમ્યા નહોતા ઘણા ખરા તો ટુંક પુંજીમાથીજ આગળ વધયા હતા પહેલા સર જમશેદજી લેઓ કે ખુદ આપણી આ તવારીખના મુળ નાયક લેઓ તો જણાશે કે તેઓ સર્વે થોડી પુંજીમાથી વધીને દઉલતમંદ તાલેવંતો થયા હતા હાલની પારસી ઓલાદ માટે તેઓ થોડા નમુનારૂપી નથી

**પીટીટનું પુરાણું ખાનદાન**

આપણા બાપદાદાઓનો ઘણોખરો વસવાટ તો સુરત, નવસારી, ભરૂચ વીગેરે ઠેકાણે હતો સાર બાદ જેમ જેમ મુંબઇ બ્રીટીશ સરકારના હાથ હેઠળ ખીલતુ ગયુ તેમ તેમ પારસીઓ મુંબઈ તરફ આવતા ગયા એ રીતે છેક ૧૬૯૨ મા એક રતનજી કરીને પીટીટ ખાનદાનનો વડવો મુંબઈ આવીને વસેલો જણાય છે તે વખતે જંજી-રાના સીદીઓ મુંબઇ ઉપર અવારનવાર હુમલો લાવતા અને રતનજીએ પોતાના પારસી ખમીર મુજબ બ્રીટીશોને લડાઇમા મદદ આપી હોય એમ બનવા જોગ છે રતનજીએ શરૂઆત કર્યાં બાદ કેટલાક પીટીટો મુંબઇ આવી વસવા લાગ્યા ૧૭૮૫ ના સાલમા નસરવાનજી કાવશજી પીટીટ સુરતથી મુંબઈ આવ્યા તેઓ જેમ પહેલા બીજા પારસીઓ કરતા તેમ વહાણોના એજંટ તરીકે કામ કરતા વળી તે વખતે ફ્રેંચ લોકોબી અહીયા અંગ્રેજોના હરીફ તરીકે રાજ્ય બાંધવાની ગોઠવણ કરતા હતા તેથી એજંટ તરીકે નશરવાનજી ફ્રેંચો સામે ઘણા ઘાડા સંબંધમા આવ્યા હતા એમ કરતા નશરવાનજીની દોલત વધી અને તેઓએ વહાણના નોળની દલાલી કરવાનુ કામ શરૂ કીધુ એમાથી એવણને દોલત ઘણી મળી પણ પાછળથી એવણે પોતાનુ બીઝનેસ કલકતા ખાતે ખોલ્યુ અને તેમા એવણને નુકશાની ગઇ એવણના દીકરા તે મશહુર શેઠ માણેકજી પીટીટ.

પીટીટ એ ફ્રેંચ શબ્દ છે જેનો અર્થ ટુકા કદવાળો એવો થાય છે.

**પીટીટ અટક કેમ પડી**

ઉપર કહ્યુ તેમ નશરવાનજી ફ્રેંચો-સાથે ઘાડા સમાગમમા આવ્યા હતા. ત્યારે તેઓ એવણુના ટુકા કદને લીધે "માસ્તર પેટીટ" કરીને બોલાવતા, આ ઉપરથી એ કુટુબીનુ નામે આજ સુધી પીટીટ કરીને પડી ગયુ છે એવી રીતે રેડીમનીવાળાઓનુ નામબી એવાજ યુરોપીયન વેપારીઓએ પાડયુ હતુ અને દુબાશ, ધાધાની અટકબો એવી રીતેજ પડી હતી

સર દીનશાહની દોલતનો ખરો પાયો નાખનાર તેવણુના બાવા શેઠ

**સર દીનશાહ પીટીટના પીતા**

માણેકજી પીટીટ હતા તેવણુ જેટલા વેપારવણુજ અને ઉદયોગ હુનરમા આગળ પડતા હતા તેટલાજ જાહેર જીદગીમા જાણીતા હતા ખાનદાનની સખાવતનોબી પાયો રચનાર એવણુજ ગોયા હતા ૧૮૨૦ ના સાલમા એક ચોખાના વહાણુમા તેઓ અરબસ્તાનમા આવેલા મસકત શહેર ગયા હતા અને ત્યાથી પાછા ફર્યા બાદ તેઓએ અત્રે યુરોપીયન વેપારી પેઢી સાથે દલાલીનુ કામ કરવા માડયુ તેમા એવણુના સસરા પ્રખ્યાત જીજીભાઈ દાદાભાઈ કે જેઓ મુબઈમા ખાસ કરીને એપોલોના બાજુમા મોટી મોટી એસ્ટેટો ધરાવતા હતા તેઓએ ઘણી મદદ કરી હતી પાછળથી જીજીભાઇએ પોતાના જમાઇને પોતાની ખાનગી દલાલીનુ કામબી સોપ્યુ અને એ રીતે માણેકજી પઇસાવાળા થવા લાગ્યા વેપાર ચલાવવાનુ મુળ સાધન વહાણો હતુ એટલે પહેલા પારસીઓ થોડી ઘણી પુજી થતી તો તેમા ઝાપલાવતા તેવી રીતે માણેકજીએ ૧૮૪૮ મા "ચાર્લસ ગ્રાંટ" નામનુ વહાણ ખરીદયુ પઇસો વધતા એવણે એપોલો તરફ દરીઓ પુરીને ઇમારતો બાધવા અને રૂની તેમજ બીજી ઓફીસો સ્થાપવા પાછળ પોતાનુ મન રોકયુ એવી રીતે તેવણે "કોલાબા કપની," "ગ્રાંટ બીલ્ડીંગસ," એક "કોટન ડીપો કપની" વીગેરે સ્થાપન કીધુ હતુ પાછળથી એ બધો લતો "માણેકજી પીટીટ બીલ્ડીંગસ"ને નામે ઓળખાવા લાગ્યો. રૂના ધધામા મુબઇએ જેટલા પારસી વેપારીઓને નેહાલ કીધા છે તેટલુ

બીજુ કશુ કરી શકયુ નહી હોય પણ રૂની કાચી પેદાયશ માત્ર પરદેશ ચઢાવવી તેમાં શુ એમ કરીને મીલના ઉદયોગનો ગોયા પાયો એમણે રચવા હવે મનપર લીધુ એજ વખતે બલકે તેના કરતા થોડુ ક અગાઉ અમદાવાદવાળા સર-ચીનુભાઇના દાદા રણછોડલાલ છોટાલાલે. અમદાવાદ ખાતે મીલનો ઉદયોગ પહેલવહેલો શરૂ કીધો હતો પણ મુબઇમાં તેવી શરૂઆત કરનારાઓમા કાવસજી નાનાભાઇ દાવર અને મી૦ માણેકજી પીટીટ હતા એ ઉપરાત કોમની સેવાને લગતા જે કામો તેવણે કીધા હતા તેમા માણેકજીએ પારસીઓના લગન, તલાક વીગેરેને લગતા ધારાઓ બાધવા જે મ ડળ નેમાયુ હતુ તેના પ્રમુખ તરીકે બજાવેલી સેવા ધણુ ધ્યાન ખેચે છે એ ઉપરાત તેઓ ૧૮૫૧ થી કે જ્યારે પ ચાયતના ફ ડોનુ ટ્રસ્ટડીડ થયુ ત્યારથી તે ઠેઠ ૧૮૫૯ કે જયારે તેમનુ મરણુ નીપજયુ ત્યા સુધી તેના એક આગેવાન ટ્રસ્ટી હતા પણ આપણુને અત્યારે સર દીન–શાહા પીટીટની સાથે કામ છે માટે તેમના જનમથી શરૂઆત કરીશુ

કોટમા વહોરા બજાર સ્ટ્રીટ જયા છે તે સ્થળ પહેલા મુબઇમા આગેવાન દરજજો ધરાવતું હતુ ધણો ખરો વેપાર રોજગાર અહીંયા ચાલતો અને પારસીઓએ તો ગોયા ત્યા પોતાનુ સ સ્થાનજ વસાવી દીધુ હતુ અહીંયા શેઠ જીજીભાઇ દાદાભાઇના મકાનમા તારીખ ૩૦ મી જુન ૧૮૨૩ ને દીવસે સર દીનશાહનો જન્મ થયો હતો અગાઉ કાઇ હાલ ચાલતી ઢબની કેળવણી પાછળ આપણા બાપ દાદાઓ એટલુબધુ ધ્યાન નહી આપતા કારણ કે જોગવાઇઓ થોડી હતી અને જીદગીમા પડીને કમાણી કરવાની તકો ધણી હતી એ રીતે સર દીનશાહે ઉંચ કેળવણી મેળવી નહોતી પણ તે વખતે તોપખાના આગળ મી૦ મેનરવરીગની સ્કુલ ચાલતી હતી ત્યા એવણે અ ગ્રેજી ભાષાની થોડી ઘણી માહીતગારી મેળવી હતી ત્યારબાદ પોતાના બાવા સાથે તેવણે ધ ધા ધાપામાજ ઝીપલાવ્યુ હતું તેજ વખતે એટલે માત્ર ચઉદ વરસની ઉમરે ૧૮૩૭મા તેઓની શાદી શેઠ ફરામજી ભીખાજી પાંડેના બેટી બાઇ હભઇજી જેઓ પાછળથી સાકરબાઇના નામથી ઓળખાવા લાગ્યા તેમની સાથે થઇ નાની ઉમરેજ લગન કરવાનો તે વખતે ચાલ હતો. અને દીનશાહજી શેઠને તે મુજબ અમલ કરવા પડયો હતો

જેમ સર કાવસજી રેડીમનીએ, જેમ શેઠ જમશેદજી જીજીભાઇ માત્ર રૂપીઆ દશ પંદરની નોકરીથી શરૂઆત કરી હતી તેમ દીનશાહજીએ બી ડાયરમ કારટરની પેઢીમા રૂપીઆ ૧૫ ની નોકરીથી જીંદગીની શરૂઆત કરી આ બન્યુ ૧૮૪૦ મા ત્યાર બાદ પાચ વરસ રહીને ઉપલી અગ્રેજ પેઢીમાથી એક ભાગીયો નામે મી૦ રીચમંડ છુટો પડયો તેની સાથે દીનશાહજી શેઠ જોડાયા અને પોતાના બાવાજી સાથે તેણે સ્થાપેલી પેઢીથી દલાલીનુ તેમજ મેનેજર તરીકેનુ કામ તેઓએ કરવા માડયુ માણેકજીના મરણ બાદ દીનશાહજીએ પોતાના ભાઇ નસરવાનજી સાથે દલાલીનુ ભેગુ કામ કરવા માડયુ

**જીંદગીની શરૂઆત**

માણેકજીએ મીલ ઉદયોગ સ્થાપયો હતો જ્યા પહેલા વયરાન હતુ ત્યા તેમની મીલોની સ્થાપનાથી લોકોનો વસવાટ વધી ગયો. પરેલ, મહાલક્ષ્મી, તાડદેવ વીગેરે લતાઓ ઉપર મુબઇનો જે વધારો અને ખીલવણી થઇ તે માણેકજી અને તેમના બેટા દીનશાહજીના પ્રતાપેજ થયુ ૧૮૬૦ મા તેવણે માણેકજી પીટીટ સ્પીનીગ વીવીગ કપની કાઢી જે મીલ આજ સુધી મુબઇની માતબર મીલોમાની એક તરીકે પોતાની પદવી ધરાવે છે એજ વરસમા દીનશાહજીએ 'બોમ્બે હાઇડરોલીક પ્રેસ કંપની" બી ખરીદી લીધી જેમા એવાણુને ઉદયોગમા સાફ દાનતને લીધે ફતેહ મળતી ગઇ તેમ એવણ પયસા ટકામા આગળ વધતા ગયા ૧૮૭૫ ના સાલમા એવણે બે વધુ મીલો હાથ કરી—એક "મજગામ સ્પીનીંગ એન્ડ મેન્યુફેકચરીગ કંપની" અને બીજી "વીકટોરીઆ સ્પીનીંગ એન્ડ મેન્યુફેકચરીગ કંપની" હજી વધુ એક મીલ એવણે ચાર વરસ રહીને જે નામે "દીનશાહ માણેકજી પીટીટ મીલ્સ" કરીને ઓળખાય છે તે એવણે ચાલુ કરી, ૧૮૮૦ મા વળી એક રંગવાનુ કારખાનુબી ઉઘાડયુ જે માહીમ ખાતે આવેલુ છે, અને "બોમ્બે ડાઇગ કંપની"ને નામે તે જાણીતુ છે હજી એથી પુરૂ નહી થયુ હોય તેમ બીજેજ વરસ એવણે "ફરામજી પીટીટ મીલ્સ" ૧૮૮૨ મા "ગોરડન મીલ્સ" જેનુ નામ પાછળથી ફેરવીને "બમનજી પીટીટ મીલ્સ" કરીને કરવામા આવ્યુ હતુ તે એવણે ચાલુ કરી હતી

**મીલોની સ્થાપના**

**જાહેર જીદગીની શરૂઆત**

ધન દોલત મેળવવી એ વાત મુશકેલ છે પણ તે મેળવ્યા પછી તેના ઉપરથી વીચાર ઉઠાવવો અને જાહેર પ્રજાને લગતા કામો કરવા એ વધારે મુશકેલ છે વળી તે ઇનસાનમા ફીરેસ્તાઇ ખવાસ કેટલો છે તે અને લોભ, માયા વીગેરેની લાલચ તેનામા નથી તે પણ પુરવાર કરે છે આવો ખવાસ દીનશાહજી શેઠમા હતો પોતે પઇસે પુર બન્યા અને જ્યારે એક હાથપર કમાતા જતા હતા ત્યારે બીજા હાથપર તે કમાણીનો સારો ઉપયોગ કરતા રહયા હતા એમના વખતમા જાહેર જીદગીને લગતી એકબી હીલચાલ એવી નહી હશે કે જેમાં એવણુનો સીધો યા આડકતરો હાથ નહી હોય પઇસાટકા મારફ્ત ઉપરાત ખુદ પોતાની જાતીસેવા મારફ્તેબી એવણે ઘણીક રીતે પ્રજા સેવા બજાવી હતી સખાવતથી એક માણુસનું નામ મશહુર થાય છે, સરકાર દરબારમા આબરૂ વધે છે અને લોકોમા તે માનીતો થઇ પડે છે એવીજ રીતે સર દીનશાહના બાબમા બનવા પામ્યુ હતુ

હજી પોતે ત્રીસેક વરસના હશે નહી તેટલા પોતાની જાહેર જીદગીની શરૂઆત કરી ચુક્યા હતા પોતાના બાપે જે પારસી ધારામડળ પાછળ પોતાનુ તન, મન અને ધન રગડોળી નાખ્યુ હતુ તેજ ધારામડળના એવણુને એક કારોબારી અધીકારી નેમવામા આવ્યા સરકારે તેજ વખતે એવણુને આડ જયુરીમા એક બેઠક મેળવી આપી ૧૮૬૦ ના સાલમાં એવણુ જસ્ટીસ ઓવ ધી પીસ પચાયતના ત્રસ્ટી અને મુબઇ સરકારના, "ટેરીફ કમીટી"ના એક સભાસદ નેમાયા હતા આ કમીટીમા ફક્ત ૬ દેશીઓ અને એક પારસી હતો અને તે કોઇજ નહી પણ સર દીનશાહજી પીટીટ હતા એવી એવી અનેક રીતે તેઓ જાહેર જીદગીમા ભાગ લેતા ગયા પણ સર દીનશાહની સખાવતો પાણીના બાધકામોથી તેઓ જેટલા મશહુર છે તેટલા બીજા કશાથી થયા હોય નહી.

પોતાની હઇયાતી દરમયાન એવણે નહીતોબી ૧ા થી ૧ાા કરોડ જેટલી દઉલત મેળવી હશે જેમાથી એવણે લગભગ ચાલીસ લાખ રૂપીઆ કરતા વધુ સખાવતમા આપ્યા હતા ૧૮૫૬ મા તેઓએ પોતાના બાપના નામથી

મેદાનમા એક કુવો બંધાવ્યો હતો અગાઉ પાણીની અછત ઘણી હોવાને લીધે દેશાવર તેમજ અહીંયા કુવા, વાવ, તીર, તળાવો વીગેરે જેવા બાંધકામોની ઝાઝી જરૂર પડતી તેથીજ આપણા વડવાઓમાના કેટલાકો એજ કામ પાછળ પોતાની દઉલતનો મોટો ભાગ વાપરી ગયા હતા દીનશાહજીએબી એમજ કીધુ ૧૮૬૧ મા રૂપીઆ અડધા લાખને ખરચે એવણે પુના ખાતે પરકામ માટે હોજ બનાવી હતી જેમાથી જુદી જુદી જ્ઞાતીઓ પોતાના ધરમને કશો બાધ આવી શકે નહી એવી રીતે પાણીનો ઉપયોગ કરી શકતા આ હોજમા નળ મારફને પાણી પુરૂ પાડવામા આવતા ખરચ વધુ લાગ્યો હતો અને તે સરવે સર દાનશાહે પુરો પાડયો હતો

વળી ઉનાળાના દીવસોમા ખાસ કરીને દક્ષીણ તરફના મુલકોમા ટીપણી ઘણી ચાલતી આજેમી એમજ છે તેના ખાસ કરીને અહમદનગરના ડીસ્ત્રીકટમા પાણીની તગાશને લીધે દુકાળ ઝાઝો પડયા કરતો ત્યા "નાગામાઇ" કરીને પાણીનો ઝરો આવેલો છે ત્યાથી પાણી શહેરમા લાવવા માટે અગાઉના એસ્લામીઓએ નળ વીગેરેના બાંધકામો કીધા હતા પણ વખતના વહેવા સાથે તે બાંધકામો બીમમાર હાલતમા જઇ પડયા ત્યારે ૧૮૭૧ ના માહમા સર દીનશાહે રૂપીઆ લગભગ પચીશ હજારને ખરચે સરકારને ઉપલા બાધકામો બનાવી આપ્યા અને લોકોને પાણી પુરૂ પાડવા સારૂ સતરેક કારનીની કુડીઓ બનાવી આપી એની યાદગારીમા અહમદનગરની મ્યુનીસીપાલીટીએ પોતાને ખરચે પારસી અગયારીમા એક કારંજો બધાવી આપ્યો અને તેનુ નામ "પીટીટ કારંજા" કરી રાખવામા આવ્યુ એવા એવા બીજા નાના પ્રકારના પાણીના બાધકામોમા દીનશાહજી શેઠે ઘણી નાની મોટી મદદો આપી હતી

**લેડી સાકરબાઈ હોસ્પીટલ**

સખાવત એવી કરવી કે જેથી ખરેખરા મોહતાજો, દુખીઆ અને દરદીઓને યોગ્ય અસરો લાગુ પાડે અને તેઓને તેમના દુખમાથી છુટકારો મળે આ ઉપરથી સર દીનશાહે મુબઈ તેમજ દેશાવરો ખાતે કેટલાક દવાખાનાઓ અને હોસ્પીટાલો બધાવી આપી હતી. હોસ્પીટલોમા જે

સઉથી પહેલુ આપણુ ધ્યાન રોકે છે તે દીનશાહજીએ પોતાના ધણીઆણી લેડી સાકરબાઇના નામથી જાનવરોની હોસ્પીટલ બધાવી આપી તે છે "જાનવરોપર ગુજરતું ઘાતકીપણુ અટકાવનારી મડળી" ને જાનવરોનુ રક્ષણ કરવા માટે એક હોસ્પીટલ જાઇતી હતી તે દીનશાહજી શેઠે ૧૮૮૩ મા બધાવી આપવાની ખુશી દેખાડી. પરેલ ખાતે એવણુના મમાવા શેઠ જીજીભાઈ દાદાભાઇની એક મોટી વાડી હતી તેને લગતી મોટી વિશાળ વિસ્તારવાળી જમીન હતી જે દીનશાહજીએ ખરીદી લઇને ઉપલા ખાતા માટે હોસ્પીટાલ બધાવવા સારૂ મડળીને સપુરત કરી અને વળી હોસ્પીટલબી બધાવી આપી તે સને ૧૮૮૪ ના ડીસેમ્બર માસમા લોર્ડ ડફરીને ખુલ્લી મેલી હતી તે વખતે મડળીના સેક્રેટરી મી કાવશજી મહેરવાનજી શરાફ હતા તેનણે લોડ ડફ્રીનને સઘળો અહેવાલ કહી સભળાવ્યો હતો અને મડળીના પ્રમુખ મી જસ્ટીસ બેલીએ વધુ સમજણ પાડી હતી લોર્ડ ડફ્રીન તે વખતે નવોસવોજ હીંદુસ્તાન તરફ આવ્યો હતો અને જ્યારે દીનશાહજીએ તેને એક માનપત્ર આપ્યુ હતુ ત્યારે તેણે પોતાની મોટી ખુશાલી જાહેર કીધી હતી ધ્યાન ખેંચવા જોગ એ છે કે લોરડ અને લેડી ડફ્રીનની હાજરીમાજ પીટીટના કુટુબીઓએ હીંદી રીવાજ મુજબ હોસ્પીટાલનુ વાસ્તુ મુરત કીધુ હતુ જે વાઇસરોયે જોવાથી તેવણુને ઘણી ખુશાલી અને અજાયબી ઉપજી હતી

આ ઉપરાત દીનશાહજી શેઠે વલસાડ ખાતે "પીટીટ ચેરીટેબલ ડીસ્પેનસરી બધાવી આપી હતી, ૧૮૭૩ મા રત્નાગીરી ખાતે રગતપીતના દરદીઓને માટે એક હોસ્પીટાલ બધાવી આપી, તારાપોર ગામમા પોતાના ધણીઆણીના નામથી એક બીજી ડીસ્પેનસરી બધાવી આપી, ૧૮૭૪ મા ચીખલી ખાતે એવુ એક બીજુ ખાતુ બધાવી આપ્યુ ૧૮૮૨ મા જ્યારે એવણુના બેટીબાઈ ગુલબાઈ મરણપામ્યા ત્યારે તેવણુના નામથી ભીમરડો ખાતે એવુજ એક દવાખાનુ બધાવી આપ્યુ હતુ, અને એવાજ સજોગો વચ્ચે પોતાના દીકરા કાવસજીના નામથી ઉમરગામ ખાતે એક બીજુ દવાખાનુ બધાવી આપ્યુ હતુ

હોસ્પીટલ અને દવાખાનાઓ

વસઇ ખાતેબી પોતાની બેટીના મરણુની યાદમા એવણે એક વધુ દવા-ખાનુ બંધાવી આપ્યુ હતુ

મુબઈ મધેબી એજ રીતે એવણે રૂપીઆ સવા લાખના ખરચે સર દીનશાહ વીમેનઝ એન્ડ ચીલ્ડરનઝ હોસ્પીટલ બધાવી આપી છે જેનો દર વરસનો અહેવાલ વાચતા આપણુને જણુાયા વિના રહેતુ નથી કે તેમની સખાવતનો અસખ્ય આદમીઓએ લાભ લીધો છે

એક ખરો સખાવતી નર પોતાની કોમને પહેલી યાદ કરે છે તે મુજબ સર દીનશાહ વર્તતા હતા પોતે ધરમી ને સકરમી હતા તેમજ કોમ તરફ દાઝ ધરાવતા હતા ઈરાનના જરથોસ્તીઓ તરફ એવણુની લાગણી ઓર વધારે હતી અને તેથીજ તેઓએ તેઓની બહેતરીને લગતુ ફડ સ્થાપ્યુ હતુ, એટલુજ નહી પણ વળી તેનો સઘળો કારોબાર પોતે ચલાવતા હતા જ્યારે ઇરાનમા તેઓ ઉપર જુલમ ગુજરતો એવણુના જાણુવામા આવ્યો ત્યારે તેઓએ સરકાર સાથે પત્ર વહેવાર ચલાવીને તેમની તરફદારી કીધી હતી પોતાના મરણુ સુધી ઇરાની જરથોસ્તીઓનૃ ફડ એઓ હસ્તક રહયુ હતુ જ્યારેબી કુટુબમા માઠો બનાવ બનતો ત્યારે એવણુ નાણુ કાઢતા અને તેમાથી ઘણુ ખરૂ પોતાની કોમની હાજતો બર લાવવાને નાણુ વાપરતા ૧૮૮૬ ના માલમા એવણુના કુટુબમા અરદેશર કાવસજી પીટીટ મરણ પામ્યા ત્યારે ઉઠમણાની ક્રીયામા બધુ મળીને રૂપીઆ ૧૧૦૦૦ ની રકમ એઓએ બાકી કાઢીને એક ફડ સ્થાપ્યુ જેનુ નામ "તગદસ્ત હાલ-તના જરથોસ્તીઓને મદદ આપવાનુ ફડ" એવુ આપવામા આવ્યુ હતુ એવા તો કેટલાક ફડો પચાયતના દફતરમા એવણુને નામથી પાડવામા આવેલા છે ચોપાટીના ડુગરપર પોતાના બાવાજીને નામથી એવણે સગડીબી બધાવી આપી હતી કોટના ધરમના દવા ખાતામા, જરથોસ્તી છોકરીઓની નીશાળ મડળમા, લાચાર જરથોસ્તીઓને જમાડવાના ફડમા, વીગેરે ઠેકાણે એવણે અવારનવાર મોટી મોટી રકમો ભરી હતી

જરથોસ્તીઓ તરફ રહેમદીલી.

જોકે ઉપર જણાવેલી કેટલીક સખાવતો સાર્વજનીક સખાવતોમા આવી જાય છે તે છતા તે સખાવતો એટલી બધી હતી કે તેને આપણે છુટીજપાડીશુ એક જરથોસ્તી પોતાને માટે, પોતાની કોમ માટે, અને છેવટે પોતાના દેશ અને જગત માટે જીવે છે એ નિયમ મુજબ સર દીનશાહે સાવજનીક સખાવતમા પોતાની દઉલતનો મોટો હીસ્સો આપ્યો હતો કેળવણીને ઉતેજન આપવુ એથી પ્રજાનો ફાયદોજ છે એમ તેઓ જાણુતા હતા અને એથીજ જ્યારે ૧૮૮૪ મા લોરડ રીપન રીટાયરડ થયો અને તેની યાદગારી સ્થાપવામા આવી ત્યારે તેના નામથી ઉભા કરવામા આવેલા ટેકનીકલ કોલેજના ફંડમા સઉથી મોટી રકમ એવણે ભરી હતી લાઇબ્રેરીઓ અને રીડીંગ રૂમો સ્થાપ્યા હતા જેમાની સઉથી અગત્યની સસ્થા કાદાવાળા મહોલામા એવણુના નામથી સ્થાપવામા આવેલી છે તે છે મુબઇના પ્રેસીડનસી એસોસીએશનની સ્થાપનાથી તે જ્યારે એવણુ ગુજરી ગયા ત્યા સુધી એવણે નાણાની તેને ઘણી મોટી મદદ આપી હતી દવાખાનાઓ તો એવણે બેશુમાર બધાવ્યા હતા સાહીત્ય નાબી મરહુમ ઓછા શોખીન ન હોતા કે જે ગુણુ પાછળથી એવણુના કુટુબીઓમા ઉતર્યો હતો ફ્રેંચ લોકોએ એવણુનુ નામ "પીટીટ" કરીને પાડયુ હતુ અને ફ્રેંચ લોકો સાથે તેમના સાહિત્ય તરફ લાગણી વધુ હતી આથી ૧૮૮૬ મા જ્યારે અત્રે ફ્રેંચ કલબ કરીને હતી તેને મદદની જરૂર પડી ત્યારે સર દીનશાહે મોટી રકમ ભેટ દાખલ આપી આ લાઇબ્રેરી આજ સુધી સર દીનશાહ પીટીટના નામથી જાણીતી છે સર દીનશાહની જીદગી દરમયાન કોઇબી ખાતુ યા હીલચાલ એવી નહી થઇ ગઇ હશે કે જેમા એવણે નાણુાનો સીધો યા આડકતરો હીસ્સો નહી આપ્યો હોય

**સર દીનશાહની સાર્વજનીક સખાવતો**

દીનશાહજી શેઠ કુટુબ કબીલાથી ઘણા સુખી નહી હતા કેમકે તેવણુ ઉપર એક પછી એક એમ કરીને ઘણીક આફતો પોતાના દીકરા દીકરીના મોતથી ઉતરી હતી પણુ પોતે જેટલુ મેળવ્યુ તેટલુ એવણે આપ્યુ અને જેટલુ આપ્યુ તેટલુ એવણુને સરકાર તેમજ

**સર દીનશાહપર ઉતરેલી નવાજેશ**

પ્રજા તરફથી પાછુ મળ્યુ હતુ. બેંકો, ધરમ ખાતાઓ, કેળવણી ખાતાઓ, આરોગ્યતા ખાતાઓ વીગેરેમા એવણુનો હાથ હોવાથી તે સસ્થાઓમા એવણુ ઉંચામા ઉંચુ માન મેળવી શકયા હતા, એટલે કે તે દરેકના એવણુ મુખ્ય કારોબારી હતા ૧૮૭૭ મા જ્યારે દીલ્લી ખાતે દરબાર ભરાઇ હતી ત્યારે સરકારે એવણુને દરબારમા હાજર રહેવાનુ ખાસ માન આપ્યુ હતુ અને ઇજન કીધુ હતુ ૧૮૮૬ ના જ્યારે લોર્ડ રે મુબઇનો ગવરનર હતો ત્યારે તેણે સર દીનશાહને શેરીફ તરીકે નિમ્યા હતા તેજ વરસમા એવણુને નામદાર વાઇસરોયે વડી ધારાસભામા બેસવા માટેનું ઇજન કીધુ જે એવણે પોતાની અનેક અને બહોળી રોકાણો છતા સ્વીકાર્યું હતુ, અને પ્રજા સેવા બજાવવામા અગત્યનો ફાળો આપ્યો હતો. જ્યારેબી ધારાસભામા વેપાર ઉદ્યોગને લગતા સવાલો નીકળતા ત્યારે તેમા તેવણુ ખાસ ભાગ લેતા ૧૮૮૭ ના સાલમા એવણુના પરોપકારી કામો અને જાહેર સેવાઓના બદલામા મહારાણી વીકટોરીયાની ડાયમડ જ્યુબીલી વખતે એવણુને નાઇટહુડનો એલકાબ મળ્યો હતો, જે વખતે પારસીઓમા ઘણી ખુશાલી ફેલાઇ હતી અને મુબઇ તરફથી એવણુને ટાઉનહોલમા એક જાહેર માન આપવાની હીલચાલ થઇ હતી જેનુ પ્રમુખસ્થાન ત્રીજા સર જમશેદજી જીજીભાઇએ લીધુ હતુ ઘણા જાણીતા ગ્રહસ્થો જેમા યુરોપીયન, પારસી, હીદુઓ વીગેરે હતા તેઓએ સર દીનશાહને તેમના નામ અને કામને લાયકનું ઘટતુ માન આપ્યું હતુ ખુદ ઇરાનના નામવર શાહ નાસેરઉદીને સર દીનશાહને મુબારકબાદીનો સદેશો મોકલાવ્યો હતો જરથોસ્તીઓના તે દેશમા લાભ સાચવવા માટે તેઓ શાહને પુરતા જાણીતા થયા હતા એથી વધુ અને ઉંચુ માન જે બેરોનેટના ઇલકાબને લગતુ હતુ તે સર દીનશાહને ત્રણ વરસ બાદ મળ્યુ હતુ એટલે કે ૧૮૯૦ ના સાલમા મહારાણી વીકટોરીઆના જનમ દીવસને દહાડે

વળી ઇરાનના નામદાર શાહે એવણુ ઉપર પ્રસન થઇ એવણુ સાહેબને ઇરાની ઉમરાવી ખેતાબ "શીરે ખુરશેદ" એનાયત કર્યો હતો અને તેના બે ચાદો હીરા જડીત મુબઇના ઇરાની કોનસલ જનરલ મારફતે એક

દરબાર ભરી એનાયત કરવા ખાસ મોકલી આપ્યા હતા જે હાલના બીજા સર દીનશાહ પાસે મોજુદ છે

પણ આ ખુશાલી અને માનમરતબો દીનશાહજી શેઠને બહુ મધુર નહી લાગતા હતા, કારણ કે એમના વહાલા ધણીઆણી લેડી શાકરબાઇ જેઓ એક ખરેખરા કોમ પરવર અને કોમ હીતાર્થી બાનુ હતા તેમજ સર દીનશાહના કામમા મુખ્ય મદદગાર હતા તેઓ તેમજ સર દીનશાહના દીકરા ફરામજી અને તેમના વડી દીકરી બીખાઈજી એવણની હયાતી દરમ્યાનજ મરણ પામ્યા હતા

**સર દીનશાહનુ મરણ—તેમની ઉત્તમ ખાસીયતો**

સર દીનશાહ ૧૯૦૧ના દીને આ જેહાન છોડી ગયા હતા તેમની બાદશાહી સખાવતોનો આકડો લગભગ ચાલીશ લાખ ઉપર ગયલો નોધાયો છે. પોતાની પાછળ તેઓ એક મોટુ કુટુબ મેલી ગયા હતા અને જુદા જુદા ખાનદાનોમા પોતાના દીકરા દીકરીઓને પરણાવીને તેઓએ પોતાના કુટુબના સભાસદોની સખ્યા ઘણી મોટી કરી દીધી હતી એમના મરણબાદ અંજુમને તેમજ મુબઇ શહેરે અત્રે એક સભા ભરીને દીલગીરી પ્રદરશીત કીધી હતી એઓની યાદમા અજુમનની સભા પણ બીજા સર જમશેદજી જીજીભાઈના પ્રમુખપણા હેઠળ બોલાવવામા આવી હતી જે દરમ્યાન તેમના કામની ભારે સ્તુતી કરનાર ઠરાવો પસાર કરવામા આવ્યા હતા. તેમાનો પહેલો જે સર કાવસજી જેહાગીર બેરોનેટે સભાની પસદગી માટે મુકયો હતો તેમા સર દીનશાહના નાદર ગુણોની ભારે તારીફ કરવામા આવી હતી

ગરીબાઇમાથી આપબળથી વધેલા સર દીનશાહના મુળ સદગુણોમા જે સઉથી વધારે આગળ પડતા છે તે તેવણનું સાહસીકપણું, તેવણનો ઉદયોગ અને તેવણની સખાવત છે જાહેર સખાવતો ઉપરાત ખાનગી સખાવતો મોટી સખ્યામા અકાતી અને ખાનગી ગરીબ કુટુબમા તો કાઇક મોટી સખ્યામા પાળતા હતા ખુદ દેવામાથી મોટા મોટાઓનેબી એવણે બચાવ્યા હતા અને કાઇક ના વારેસોને નવજોત અને લગનો કરીને ગોઠવી આપ્યા હતા ધરમ ધ્યાન એટલું હતું કે ખુદ પોતાના મહે-

હમા એક અલાહેદો ભાગ કાઢીને અગીયારી બંધાવી હતી જ્યા પગારદાર મોબેદ દીવસની પાચેગાહ ભણે અને એ રીતે પોતાના બાળકોમા પથ ધર્મ ખીલવવાની ઓછી મહેનત આ મહાન વડવાએ કીધી ન હોતી વળી એ સખાવત એવી કરવામા આવતી કે સદતર ખાનગી અને કોઈ નહી જાણે તેમ. એક તવારીખનવેશ કહે છે કે "The one great merit of Sir Dirsha's charities is their unostentatiousness, and this quality, as well as the charming simplicity of his character has secured for him the golden opinions of his countrymen " જેમ એવણુ મેળવતા તેમ દાનમાબી આપતા વળી ઉદયોગી જીદગી અને સાદી જીદગી એ એમનો બીજો મોતેબર ગુણ હતો તે એવણુમા કેટલો ખીલેલો હતો તે એમના મુબારક ચેહરાપરથી જણાશે

**શેરસટાના વખતમાં દીનશાહજી શેઠે બતાવેલી ડાવકાઈ**

મધ્યકાળના પારસીઓ બહુ પઈસાવાળા અને નામનાવાળા થયા હતા એ દરોબસ્ત છે, પણ તેઓમા કેટલાક એવા પણ થઈ ગયા છે કે જેઓએ પોતાની દઉલત અને નામનાનો એક બુરા વખત દરમ્યાન બુરો ઉપયોગ કીધો હતો આ બુરો વખત તે શેર સટાનો હતો ૧૮૬૪-૬૫ મા અમેરીકામા લડાઈ જાગી તેથી અંગ્રેજી મીલોને પુરો પાડવા માટેના રૂનો ભાવ તેજ થઈ ગયો સારે નગીબે મુબઈ તરફ ખાનદેશ, ગુજરાત વીગેરે ઠેકાણે પુ'કળ રૂ પાકયો હતો તેથી અત્રેના વેપારીઓ પઇસાવાળા થઈ ગયા પઇસો એટલો તો વધી ગયો કે સાધારણ ભીખરડાઓ જો રૂના પુમડા એકઠા કરીને વેપારીઓને વેચે તો વેપારીઓ તેને માટેબી જીવ જેવુ દામ આપીને તે ર ખરીદી લેતા એ વખતમા પ્રેમચદ રાયચદ કે જેઓએ પોતાના માતાજી રાજબાઇના નામનું આપણ જાણીતું ટાવર બંધાવ્યુ છે તેઓએ ધુમ સટો મચાવ્યો હતો અને કરોડ બે કરોડના આસામી થઈ પડયા હતા તેવામા ઉભી થઈ પરપોટા કંપનીઓ કે જેઓએ ફીનેનસીંગ કંપનીઓના નામ હેઠળ ધુમ સટો કરવા માંડયો કાંઈ નહી તો સો બસો કંપનીઓ એવી ઉભી થઈ કે જેમા બેહદ થાપણો રોકાવા લાગી

પારસીઓએ તેમા મોટો ભાગ ભજવ્યો હતો દરેકની અંદર પારસી નામ તો જાણે દેખાતુજ કેટલીક કંપનીઓમા જે પારસી હોય તે નામેજ તે કંપનીને બોલાવવામા આવતી હતી, એટલી બધી પારસીઓની આટ હતી પણ જેમ તવારીખમાથી આપણને રોશન થાયછે તેમ એકાએક અમેરીકાની લડાઇ બંધ પડી ગઈ અને અત્રેની પરપોટા કંપનીઓ એક પછી એક ફરીને તુટવા લાગી તેમા પારસીઓનું કરોડોનું દેવુ થઈ લાગયુ અનેક માતબર પારસીઓ તુટયા, જેમની કથા મરહુમ મનસુખે, બહુ સખત ભાષામા કરી છે પણ દીનશાહજી શેઠે અવલથીજ એ કામથી હાથ ઉઠાવ્યો હતો તેઓ વચે પડયા ન હોતા અને એમને કશી ખોટ પણ ગઈ ન હોતી એવુ બનેલુ છે કે બીજાઓના અપ્રમાણીકપણાને લીધે એમને ખમવુ પડયુ હોય પણ એટલુ તો નકી છે કે કેટલાક પારસીઓ અને બીજાઓને એવણે લખોની રકમ ધીરી હતી કે તેથી તેમની શરમ આબરૂ જળવાય આ રકમો પાછી ફેરવવામા આવી ન હોતી એટલો આકડો સખાવતમા લઇએ તો તે બહુ મોટી થવા જશે

**સર દીનશાહનો રાજદવારી બાબતો સાથેનો સંબંધ**

૧૮૫૦ પછી મુબઈ તરફ રાજદ્વારી ચલવલ ગણી જોશમા પગભર થઈ હતી તે ચલાવવા માટે દાદાભાઈ નવરોજી બદરૂદીન તઇયબજી, કાશીનાથ તીલાગ, ફીરોજશાહ મહેતા, નવરોજી ફરદુનજી એ સાથે મળીને જાણીતી બોમ્બે પ્રેસીડનસી એસોસીએશન સ્થાપી હતી એ મંડળમા મુળ નાણા વીગેરેની મદદ કરનાર સર દીનશાહ હતા. વળી જોકે પોતે કાંઈ બોલીદરાજ ન હોતા તોબી રાજ્યદવારી બાબતો સમજીને તેનું તોલ એવી સરસ રીતે કરતા કે ઉપલી સભાના એવણ લાબો વખત સુધી પ્રમુખ રહ્યા હતા એસોસીએશન સને ૧૮૫૩ ના સાલમા હસ્તીમા આવી હતી અને અકસર કરીને તેના પરવરતાવનારાઓમા મુખ્ય પારસીઓજ હતા ખુદ જે મકાન કે જેમા સભાઓ ભરવામા આવતી તેબી પારસી માલેકીનુજ હતુ શેઠ ફરામજી નશરવાનજી જેઓ કોટમા રહેતા હતા તેમના મકાનમા આ મંડળની બેઠકો થતી હતી. હીંદુઓમા ડા ભાઉ દાજી કે શેઠ જગન્નાથ શંકરશેઠ જેવા ગણુત્રીના બે ત્રણ શખસો હતા જ્યારે મુસલમાનોમા હાજીસાહેબ મોહમદ

મુસુદ મુરધે જેના એકાદ ગ્રહસ્થ હતા પણ સઉથી વધુ સંખ્યા તો પારસીઓનીજ હતી, અને તે સરવેમા દાદાભાઇ નવરોજી અને નવરોજી ફરદુનજી વધારે ઝળકતા હતા પાછળથી સર ફીરોઝશાહ આગળ પડતા થયા હતા અને તેમના વખતમા સર દીનશાહ પીટીટ પ્રમુખ હતા તે વખતે બદરૂદીન તઇયબજી, મહાદેવ ગોવીંદ રાનડે વગેરે જેવા અડગ અને ચુસ્ત કોનગ્રેસમેન પણ બાહેર આવતા થયા હતા આ સેતારાઓએ હીંદુસ્થાનના આ હાથમા જે ઝમકાટ ફેલાવ્યો હતો તે સર્વ ઉપર સર દીનશાહ પીટીટ મોટી અસર કરનારા હતા લોરડ રીપનના વખતમા રાજ્યદ્વારી વાતાવરણમા જે જબરો ધુજારો ચાલ્યો હતો ત્યા સર દીન-શાહનો હાથ ઓછો બળવાન નહી હતો એસોસીએશન તરફથી જે અરજીઓ તેમજ જાહેરનામાઓ ખુદ પારલામેંટ સ્કુલના હતા તેમા સર દીનશાહ પ્રમુખ વરીકે સહી મુકતા હતા મંડળને વળી નાણા માગ્રનેબી અનેક વેળાએ એવણે મદદ આપી હતી પ્રજા તરફથી હઠીલાઇભિરી રીતે લડવુ એમા સર દીનશાહ મોટી લોક સેવા માનતા હતા એમા તેઓ પારસી કોમને માનભર્યું કામ કરી ગયા છે

## શેઠ કાવસજી દીનશાહ એડનવાળા, સી આઈ ઈ.

આપબળ, સ્વાધાર અને ખત અને મહેનત—આ પારસી ગુણોથી જે પારસીઓ ઉંચી પદવીએ ચઢયા છે તેઓમા શેઠ કાવસજી દીનશાહ એડ-નવાળા સી આઈ. ઈ નુ પનોતુ નામ એક શ્રેષ્ઠ જગ્યા લઇ શકે છે એમ જો આપણે જણાવ્યે તો આપણને સહરાગાત કરવાનો દાવો રજુ કરેલો લાગુ પડશે નહિ પારસીઓ ઇરાન છોડી હિંદ આવ્યા અને હિંદમા આટલી ઉંચી જગ્યા મેળવી તે તેમના આ ઉંચા ગુણોને લીધેજ છે તેઓ ખાસ કરીને વેપાર વણજ, ધંધેધાપો તેમજ ઉદ્યોગ હુન્નરમા બહુ ઉંચે ચઢી શકયા છે કે જેટલી ઉંચાઇએ બહુ મોટી સંખ્યામાં ગણાતી બીજી પ્રજાઓ નથી ચઢી શકી તેનુ કારણ આ તેમના ગુણોજ છે. એક પ્રજા પોતાના ઉંચ ગુણોને લીધે ઉંચ થઇ શકે છે અને નહિ કે પોતાની મોટી સંખ્યાને લીધે—એનુ ખરાપણુ જો કોઇએબી આ દેશમા બતાવી આપ્યુ હોય તો તે પારસી કોમે છે થોડીકજ સંખ્યા ઉપરથી આજે

લગભગ એક લાખની ઉપર અંકાતા પારસીઓ પોતાની ખંત, ધીરજ અને કાળજીથી આવી શક્યા છે તેવીજ રીતે અનેક સગવડો ભોગવતી અને અત્યાર અગાઉની વસ્તી બીજી અનેક પ્રજાઓ વચ્ચેથી ઉંચી સપાટી ઉપર આવી જનારી બી પારસી કોમજ છે કે જેને તેમ કરવામા મદદગાર થનાર તેમના ગુણો જેવા કે વેપારી પ્રમાણિકપણુ, ઉદ્યોગ હુન્નર દેશમાથી દ્રવ્ય પ્રાપ્ત કરવાની શક્તિ અને વળી છેવટે તે દ્રવ્યનો સદ્દૌ-પયોગ કરવાનુ જ્ઞાન વિગેરે છે જે પારસીઓજ ભોગવતા હતા અને ભોગવે છે જેથી કરીને તેઓ બે પૈસે સુખી છે અને પોતાની કોમનુ નામ જગ આશકાર કરી શકે છે તેમ જે પારસીઓ કરી ગયા છે તેઓ આપણા માનને લાયક છે કારણકે તેઓ આપણી કોમને ધડા મીસાલ થઇ ગયા છે તેમના દૃષ્ટાંતની બળતી જોત અંધારા કાળમા જળે છે કે જેના પ્રકાશને લીધે આપણે તેઓ તરફ ખેચાઇએ છીએ અને તેઓના જેવા ઊંચા પ્રકારના કામો કરવાને ઉત્સાહી બન્યે છીએ એવા મહાન નરો આપણી કોમ માટે ગોયા ગુરૂરૂપી છે તેઓના નામ આપણને ઉત્તેજન આપે છે તેઓના કામ આપણને ધડો પૂરો પાડે છે જો આપણે તેવા શખ્શો એકએક દાહેકાએ પૂરા પાડીશુ તો પારસીઓના ભવિષ્ય બાબે જાકેકો સંશય રાખવાની જરૂર રહેશે નહિ અંગ્રેજીમા કહ્યુ છે કે મહાન પુરૂષોના જીવનચરિત્રો એક પ્રજા માટે તેની અગત્યની મીરાસ સમાન છે જેની ઉપરથી ભવિષ્યની ઓલાદે ધડો લેવો જોઇએ અને આપણુ પોતાનું ચારિત્ર બળવાન બનાવવુ જોઇએ કે જેથી જ્યારે આપણે આ જેહાન છોડી જઇએ ત્યારે આપણી પાછળ પણ વખતના જમાનાની રેતી ઉપર આપણી હૈયાતી દરમ્યાન પાડેલા આપણા પગલાં આપણી પાછળ મુકી જઇએ કાવશજી દીનશાહ એડનવાળાનું ચારિત્ર તેવી મીરાસોમાની એક અગત્યની મીરાસ છે જેને કોમે પોતાના વાચન મારફતે જાળવવી રાખવી જોઇએ છે કે જેથી એવણના જેવા પુત્રો કોમમા વધુ ઉત્પન્ન થવા પામે ! વળી એવણે પોતાના સાહસ કર્મો અને પોતાની સખાવતોનુ બળ ખુદ પોતાના વંશ વેલામા ઉતારી મુકેલુ છે કે જેથી ખુદ એવણના પુત્રોએ એવણનુ નામ અને એવણનુ કામ જારી રાખ્યુ છે તો તેવા શખ્સની પરવરેશ વધુજ થવી ઘટે છે, કારણ કે તે આદમી

આપણા માન અને મહોબતને માટે વધુ લાયક છે કે જે પોતે મોટો થાય છે, બીજાને મોટા બનાવે છે અને વળી પોતાના કુટુમ્બ પરીવારમા તે મોટાઇના બીજ રોપી જાય છે એવણુના પુત્ર શેઠ હોરમસજી કે જેવણુ છુપે હાથે બહોળી સખાવતો કરે છે તેવણુના અત્રે ગુણ ગાવા કદાપિ કવખતનુ થઈ પડે પણ એક લાયક બાપના એક લાયક બેટા હોઇ શકે છે અને જો એક પુત્ર પોતાના બાપના કામ અને નામને ચાલુ રાખવાની કાળજી ધરાવે તો તે તેમ કરી શકે છે એ દેખાડવાની મકસદથી અત્રે આ એશારો કરવાની જરૂર જણાય છે પૈસા ટકા હોય એથી કાઇ એક જીદગી મોટી હોઇ શકે છે એમ જો કે સાધારણ રીતે માનવામા આવ તો પણ જીદગીની મોટાઇનો તેજ સાધનો છે એમ કહેવાય નહિ ખરી મોટાઇ સખાવત અને દાનથી મેળવી શકાય છે તે ભુલાવુ જોઇતુ નથી એડનવાળા કુટુમ્બ આજે એના બળથીજ પારસીઓમા સારી નામના મેળવી શકયુ છે સાદાઈ એ પણ એક અગત્યનો ગુણ આ કુટુમ્બ પોતાના વડવાઓથી ધરાવે છે જે તેમને વધારે આરાસ્તે બનાવે છે અને તેમના આચાર વિચારો તેમજ તેમના કામને વધુ જેબ આપે છે

કાવસજી શેઠ કે જેઓ આપણા આ ગ્રથના નાયક છે તેઓના માબાપ ગરીબ હતા અને તેમનો જન્મ સને ૧૮૨૭ મા થયો હતો એમનુ મુળ ગુજરાતમા આવેલા દીસા ગામમાથી આપણને જડી શકે છે કે જેમા તેઓ સાધારણ ધધોધાપો કરી રહેતા હતા પણ તે ધધો એમને અનુકુળ નહિ થઇ પડવાથી તેઓ દીસાથી મુબઇ આવ્યા અને શરાફનો ધધો ચલાવવા લાગ્યા પાછળથી મચેરજી સોપારીવાલા કે જેઓનો ધધો રોજગાર મુબઇ તેમજ એડન ખાતે મોટા પાયા ઉપર ચાલતો હતો તેમને ત્યા દીનશાહજી શેઠ સાધારણ નોકરીઆત તરીકે રહ્યા વળી પાછળથી જ્યારે અગ્રેજોને અફઘાનો સાથે લડાઇ ચાલતી હતી ત્યારે અગ્રેજો તરફથી લશ્કરી કોમીસેરીએટ ખાતામા જોડાઇ અફઘાનીસ્તાન અને ઉત્તર હિદ તરફ પણ ગયા હતા પણ દીનશાહજીના નામથી એડનવાળા અટક ચાલુ થઇ અને તેનું એ કારણ કે સોપારીવાલા શેઠને ત્યા એવણ છેવટે એડનની પેઢીના મેનેજર નીમાયા કે જે ઓહદા એવણે પોતાના મરણ સુધી જે કાવસજી શેઠના ૩૭ વર્ષની

ઉમરે નીપજ્યુ હતુ ત્યા સુધી ભાગવ્યો હતો એડનના મેનેજર નીમાયા બાદ કુટુમ્બની હાલતમા બહેતરી થવા લાગી આથી કાવશજી શેઠે જો કે ગરીબાઇમાથી પોતાની જીદગી શરૂઆત કરી હતી તો પણ વખત બુરો નહિ હતો

કાવસજી શેઠે મુબઇમા તે વખતે પગભર થઇ ગયલી 'સીસોટીની સ્કૂલો " યાને કે સોસાયટિની સ્કૂલોમા કેળવણીનો પહેલ વ્હેલો પાયો નાખ્યો હતો પણ એમને બહુ નાની વયે શાળા છોડવી પડી હતી તે વખતજ

**રૂા ૩) ના પગારે જીદગીની શરૂઆત**

એવો હતો કે જ્યારે વિદ્યાર્થીઓ બહુ કેળવણી લેતા નહિ અને થોડુ ઘણુ શીખ્યા એટલે ધધે ધાપે લાગી જતા એ મુજબ કાવસજી શેઠે શરૂઆતમા એક નાના છાપખાનામા માત્ર રૂા ૩ ) ના પગારે પોતાની વ્હેવારૂ જીદ-ગીનો પાયો નાખ્યો પણ કાવસજી શેઠ કાઇ છાપખાનાની મોટુ કદ ઉપ-ડાવનારી અને ટુક કમાણી કરાવી આપનારી લાઇન માટે સરજાયા ન-હોતા, એટલે માત્ર દોઢ વર્ષના ટુક અરસાબાદ સને ૧૮૪૨ મા પોતાના બાપની પેઢીમા એક મદદનીશ દાખલ ગયા

પણ જે આદમી મોટી ગજના ઢગલા પર રમનારો સરજાયલો હોય તે પોતે સ્વતત્રતાના માર્ગે જ પોતાની કારકીર્દીની શરૂ-આત કરશે સ્વતત્રતામાથીજ દરેક પારસી પોતાનો કીર્તિનો ઊંડો પાયો નાખી શકયો છે પારસી માટે

**સ્વતત્ર ધધાની શુરૂઆત**

ગુલામગીરી નથી આ ઉપરથી કાવસજી શેઠે પોતાની એક સ્વતત્ર પેઢી ટુક મુડીની મદદથી સ્થાપન કીધી સ્ટીમર પોઇન્ટ ઉપર ઘણીક સ્ટીમરો આવે જાય તેમાથી કમાણીના સાધનો ઠીક મેળવાય પાછળથી એવણુને સરકારી કન્ટ્રાકટો મળવા લાગ્યા અને સરકારમા એમના નામની પતીજ ઠીક બેસવા લાગી પરિણામમા એડનના પોલીટીકલ રેઝીડન્ટે એવણુને એક કીમતી ઘડિયાલ વટીક ભેટમા આપ્યુ હતુ જે એવણુની પેઢીમા આ-જસુધી ઘણા માન અને ચાહ સહિત જાળવી રાખવામા આવ્યુ છે ધીમે ધીમે કાવસજી શેઠની પતીજ વધવા લાગી તેની સાથે તેવણુની દોલતબી વધવા લાગી એટલે એવણુની પેઢી આખા એડનમા એક માન ભરેલો દરજ્જો મેળવવાને શક્તિવાન થઇ.

**શેઠ એડનવાળાની નામીચી પેઢી**

એડનવાળા શેઠની નામીચી પેઢી એડનની આખી પારસી કોમમા ઉચ જગ્યા લે છે એટલુજ નહિ પણ એડનમા આજે તેના જેવી એકબી પેઢી પૈસાદાર તેમજ આબરૂદાર નથી વેપાર વણજ કરીને પૈસા મેળવવા એ એક પેઢીનુ કર્તવ્ય છે પણ તેની સાથે એડનવાળાની પેઢીએ તો ખુદ એડનની ખીલવણીમા મોટો ભાગ ભજવ્યો છે એડન ખાતે આજે બી મીઠા પાણીની ભારે તાણ છે ત્યા ખારૂ પાણી મળી શકે છે એટલે તેમાથી મીઠુ બનાવવામા આવે તોજ તે પાણી પીવાના કામમા આવી શકે કાવસજી શેઠે તેના માટા કામો ખોલ્યા તેમજ બરફ બનાવવાનુ કારખાનુ પણ સ્થાપન કીધુ વળી તાર ઓફીસો અને એવા ઇન્સાનની જોગવાઇઓ માટે જે અનેક પ્રકારના વેપાર વણજના ખાતાઓની જરૂર પડે છે તે સર્વે એમણે એક પછી એક એમ કરીને કાઢયા દરેક ખાતામા વળી પારસીઓની બહુ સારી ભરતી કરતા ગયા કે જેથી ગામડે ગોહડેના પારસીઓ બે પેસા રળતા કમાતા થઇ ગયા એડનમા એવણ ગયા "શાહ સોદાગર" થઇ પડયા યુરોપથી પણ એવણે એક ડજનથી વધુ જેટલી આડતો મેળવી અને કહેવત છે કે "પૈસો પૈસાને લાવે" તેવી રીતે પોતાના ધધા ધાપામાથી કાવસજી શેઠે બહોળી કમાણી કીધી ખુદ સ્પેઇન અને પોર્ટુગલ જેવા યુરોપીઅન દેશોના કૉન્સલ તરીકે પણ એવણનીજ પેઢી કામ કરે છે કહે છે કે જ્યારે કાવસજી શેઠ પહેલ વહેલા એડન ગયા ત્યારે ત્યા પોતાના રહેવાશ માટે એક નાનુ ઝુપડુજ માત્ર તેમણે નાખ્યુ હતુ પણ પોતાના આપબળ, મહેનત, ખત અને ઉદ્યોગથી તેમણે આ ઝુપડાને એક મહેલ જેવી ઇમારતમા ફેરવી નાખ્યુ થોડાકજ વર્ષોમા આ ત્રણ રૂપરડીની કમાણીથી નોકરી કરનાર માનબર પારસી સાહસીક નર લખોની પુજી મેળવી મે કડોનું ભલુ કરનાર વેપારી શેઠીયો શાહ સોદાગર બની ગયો જેમ જેમ વેપાર વધતો ગયો તેમ તેમ પોતાની પેઢીની શાખાઓ તેવણ ખોલતા ગયા અને પોતાના વેપારના વધુ ફેલાવા માટે જે સગવડો જોઇએ તે અને તેની પાછળ જેબી નાણુ ખર્ચાંય તે તેમણે ખર્ચ્યું હતું એમ કરતા ૧૮૭૩ ના સાલમા તેમણે "સર બાર્ટલ ફ્રીઅર" નામનુ વ્હાણુ મોટી કીમતે ખરીદી લીધુ કે જેમા તેવણનો માલ આવજા

કરે એટલુંજ નહિ પણ વળી પરદેશો ખાતે જવા આવવા માટે પણ સગવડ કર્ત્તા થઇ પડે એથી પણ આગળ વધીને કાવસજી શેઠે જ ગબાર ખાતે પોતાની પેઢીની એક શાખા ખોલી કારણ કે ત્યા એવણના જેવા સાહસની જરૂર જણાઇ અને ત્યાના સુલતાને એમને એ વિષે સૂચના કીધી હતી જ ગબારની પેઢી પણ એડનવાળાના નામને આજેબી ખુદ આફ્રિકાના કોસ્ટા ઉપર મશહુર બનાવે છે.

કાવસજી શેઠની કોમ સેવા

આપણી કોમમા એવો એક બી વેપારી શેઠયો નથી થઇ ગયો કે જેણે પોતે મોટી કમાણી કર્યાં બાદ સખાવતની દિશામા પોતાનો હસ્ત લ બાવ્યો નહિ હોય કારણ કે તે સોદાગરે પોતાને મળેલા દ્રવ્યનો વધારે સારો ઉપયોગ કરવાની ખાહેશ હ મેશા ધરાવી છે જગતના વેપારમાથી દ્રવ્ય મેળવવુ એ એક ચુસ્ત જરથોસ્તીનો ધર્મ છે પણ તે મેળવ્યા બાદ તેનો સારે માર્ગે ઉપયોગ કરવો એ તેની એક વધુ ફરજ છે કાવસજી શેઠ એ રીતે જે દ્રવ્ય પોતે મેળવતા ગયા તે દ્રવ્ય છૂપે હાથે પોતાની કોમ અને પોતાની પ્રજાના ભલા અર્થે વાપરતા ગયા એક જૈન મુનીએ કહ્યુ છે કે જે આપે છે તે લે છે, જે ખાય છે તે ગુમાવે છે તેમ એવણ જેમ આપતા ગયા તેમ ખોબે ખોબે ભરતા ગયા અને તેટલુ પોતાની ભવિષ્યની જીદગી બહેતર કરવા પાછળ ભરાતુ ગયુ ૧૮૫૪ ના સાલમા પોતાના પહેલા ધણિયાણિના પૂણ્યાર્થે એવણે એડન ખાતેના દરેહમહેરનુ મકાન બધાવી આપ્યુ હતુ, વળી એડન પોતાના ધધા ધાપાની ભૂમી હોવાથી તેની ખીલવણીમા ભાગ લઇને ૧૮૭૧ મા તેવણે એક લાઇબ્રેરી ત્યા બધાવી આપી જ્યારે ૧૮૭૧ ના સાલમા ઇરાન ખાતે ભારે દુકાળ પડયો ત્યારે ત્યાથી ઘણાક નીરાધાર અને નાવારેસ કુટુમ્બો હિદના પારસીઓની પનાહ હેઠળ આવ્યા, ત્યારે તેમને આશરો આપવા સારૂ નાણાની મોટી રકમ જોઇતી હતી તો તેમને કાવસજી શેઠે મદદ કરીને તેમને ભૂખે મરતા બચાવી લીધા હતા એ ઉપરાંત બીજા અનેક ખાતાઓમા કાવસજી શેઠે મોટી મોટી રકમના નાણા ભરી આપ્યા હતા. એવ-

ણુની કોમ સેવા મુખ્ય કરીને પોતાની અજાવર દોલતના ગજમાથી થોડો થોડો હિસ્સો જૂદા જૂદા ખાતાઓમા વ્હેચી આપી તેમા જણાય છે ખુદ એવણુ જ્યારે ગુજર્યાં ત્યારે મોટી રકમ પોતાની પુજીમાથીજ કોમને જૂદી જૂદી હાજતો પુરી પાડવા સારૂ સ્વાધીન કીધી હતી એવણે ખાસ કરીને ડીસ્પેન્સરીઓ, લાઇબ્રેરીઓ, દરેહમહેરો, કુવાઓ વિગેરે બધાવી આપ્યા છે અને તે જૂદા જૂદા ગામડાઓમાં પણ બધાવ્યા છે કે જેથી એવણુનુ નામ માત્ર એડનમા નહિ પણ ખુદ, તવડી, ભેસાણ જેવા ગામોમા પણ આજે ઘરગતુ થઈ પડયુ છે

દૂર દરાઝ ગામડામા ડુગર ખોદીને સોનું મેળવતો આ પારસી વધુ તે કયા પ્રકારની સેવા બજાવી શકે? તે ઘણુ કરીને પૈસાની થેલીનુ મો પ્રજાના ચરણે ખોલીને તેવી પ્રજા સેવા બજાવી શકે કાવસજી પણ તેવીજ રીતે આપણી સનમુખ રજુ થાય છે પણ વધુમા પોતાનો વગવસીલો ભારે હોવાથી સરકાર દરબારમા પોતાની કોમ અને પોતાના દેશનો લાગવગ વધારવામા એવણે જે ફત્તેહમદ ભાગ ભજવ્યો છે તેથી આપણે એમને કાઇક વધુજ ભોગ આપતા જોઇશુ ૧૮૭૫ મા જ્યારે રાજા એડવર્ડ પ્રીન્સ તરીકે હિદ આવ્યા ત્યારે તેને પહેલવ્હેલો આવકાર આપનાર તે આ પારસી કાવશજી શેઠ હતા ત્યાર બાદ તે જેટલા દિવસ એડન રહ્યો હતો તેટલા સર્વે દિવસ તેની પરોણાગત કરવામા કાવસજી શેઠે સહેજ પણ કચાશ દેખાડી નહોતી એક ડાયરીમાથી નીચલો ઉતારો ટૂક પણ સપૂર્ણ અહેવાલ આપણી સમક્ષ રજુ કરશે

કાવસજી શેઠની પરચુરણ જાહેર સેવાઓ

"એડન ૧ લી નવેમ્બરની સહવારના કલાક ૯ાા–"સીરાપીસ નામની સરકારી સ્ટીમરે અતરેના બારામા સહવારે કલાક ૬ાા ને અમલે લગર કીધુ હતુ, અને તેજ વખતે કીલ્લાપરથી તોપો ફોડીને મુબારકબાદી આપવામા આવી હતી નામદાર શાહજાદો ૯ાા કલાકે કીનારે આવ્યો હતો અને તે વખતે ફરીને તોપો ફોડીને માન આપ્યુ હતું, અને તેની એસતેકબાલમા જેનરલ 'શનીડર" અને તેનો દબદબા ભરેલો તમામ રેસાલો તથા લશ્કરી અને દરીઆઈ વડા અમલદારો ગયા હતા"

"તે વખતે મી૦ કાવસજી દીનશાએ એડન શેહરના રેહેવાશીઓ અને વેપારીઓની તરફથી એક માનપત્ર વાચી સભળાવ્યુ હતુ, અને તે વખતે ખુશાલીનો મોટો જુસ્સો આસપાસ ફેલાયો હતો, તથા દરેક બાજુપર અચરતી ઉપજાવા જોગ સગાર ગોઠવવામા આવ્યો હતો નામદાર શાહજાદો ઘણીજ સરમ સુખકારી ભરેલો છે, અને જે રીતથી તેને મુબારકબાદી અને માનમોહબત દેખાડવામા આવી છે, તે ઘણોજ મગન થએલો દીસે છે"

શેઠ કાવસજીએ વાચી સભલાવેલા માનપત્રનો ઘણો ઘટતો અને નમ્રતાઇ ભરેલો જવાબ નામદાર શાહજાદાએ આપ્યો હતો, અને પછી તે શેઠ કાવસજી દીનશાની ચાર ઘોડાવાળી સુદર ગાડીમા તેવણની સાથે પોતાના બીજા અમલદારો સાથે બેશીને તે નામદાર એડન શેહેરમાની જોવા લાયક જગો, ટાકાઓ વીગેરે જોવા ગયો હતો, અને તે બાદ ગતની વખતે તે શેહેરની રોશની જોવાને ફરવા નીકળ્યો હતો"

આ ઉપરથી પ્રીન્સ કાવસજી શેઠનો એહસાન મદ રહયો અને જ્યારે તે વિલાયત પાછો ફર્યો ત્યારે કાવસજી ઉપર પોતાના મહેમાનદારીની મધુર યાદમા પોતે લખેલુ પોતાની મુસાફરીનું પુસ્તક અને પોતાની એક સુદર તસ્વીર ખુદ વિલાયતથી મોકલી હતી

એજ રીતે જ્યારે ૧૮૮૩ મા ડયુક ઑવ કોનૉટ હિંદ ખાતે આવ્યો ત્યારે પણ એડન તરફથી આવકાર આપનાર કાવસજી શેઠ જ હતા પ્રીન્સ એડવર્ડની યાદગારીમા તેવણે એક દવાખાનુ સ્થાપ્યુ હતુ અને તેવીજ રીતે ડયુક ઑવ કોનૉટની પધરામણી વખતે પણ સારી સખાવતો કીધી હતી કેળવણીના પણ પોતે એક આગેવાન હિતાર્થી હતા અને જ્યા બાળકોની શાળા માટે ટીપ ભરવાની આવે ત્યા સૌથી મોટો આકડો ભરી આપતા જગબાર ખાતે એવી રીતે જ્યારે હિંદીવાન બાળકો માટે એક નિશાળ ખોલવામા આવી હતી ત્યારે તેને મોટો ટેકો કાવસજી શેઠનોજ હતો.

૧૮૯૩ ના વર્ષમા કાવશજીએ પહેલ વ્હેલી તરતી ગોદી વિલાયતથી તૈયાર કરાવી મગાવી એડન એક બારૂ હોવાથી તેમજ તેનો લગભગ સઘળો વેપાર વણજ એવણુનાજ હાથમા હોવાથી એવણુને વ્હાણુ કે સ્ટીમર સાથે ઝાઝો સમવ વ્હેવાર રાખવો પડતો હતો તે મુજબ ૧૮૯૩ મા એવણે ઉપલી ગોદી વિલાયતથી મગાવી અને જ્યારે ત્યાનો રેસીડન્ટ તેને ખોલ્લી મેલવા આવ્યો ત્યારે તેને કાવશજી શેઠના મુરબ્બીજી દીનશાહજીનું નામ આપવામા આવ્યુ અને તે ડકકાને આજ સુધી "દીનશાહ પાનટુન" કરીને કહેવામા આવ્યુ છે

"દીનશાહ પાનટુન"

એમની અનેક સખાવતો તેમજ એમના બહોળા ધીકતા વેપાર વણજને લીધે ફેલાઇ ગયલી અસરોના બદલામા નામદાર સરકારે એમને ૧૮૯૪ મા સી આઈ ઇ નો માનવત એલ્કાબ આપ્યો આ એલ્કાબ આપવાની ક્રિયા જે રેસીડન્ટ કનલ જાપ 'દીનશાહ પાનટુન" ખુલ્લી મેલવાની ક્રિયા કરી ગયો હતો તેણેજ કરી હતી ૧૮૯૫ નુ સાલ ઉઘડનાની સાથે કાવસજીએ કેટલીક વધુ સખાવતો કીધી હતી ને વર્ષમા એવણુની જ્યુબીલી ઉજવવામા આવી હતી તેવર્ષના ૧૨ મી એપ્રીલના દિવસે જ્યુબીલી ડે પર ધામધુમથી પાળવામા આવ્યો હતો અને પોતાના ધણિયાણિ બાઈ જરબાઇના નામનુ એવણે તે સાલમા રૂપિયા અડધા લાખને ખર્ચે તવડી ગામમા ધર્મનુ દવાખાનુ બધાવ્યુ હતુ તેજ સાલમા 'સેન્ટ જેમ્મીઝ ગેઝેટ' નામના વિલાયતના એક નામીગા પત્રમા એવણુની કારકીર્દીનો અહેવાલ તેમજ એવણુનો મુબારક ફોટો આપવામા આવ્યો હતો જે એક હિંદીવાન માટે નાનુ માન તે વખતે ગણાતુ ન હોતુ

સી આઈ ઇ નો એલ્કાબ

જ્યારે ૧૮૯૭ મા કાવસજીના બીજા ધણિયાણિ જરબાઇ બહેસ્તનશીન થયા ત્યારે તેમની યાદમા પોતે વધુમા બીજો અડધો લાખ સખાવતમા આપ્યો હતો, તેમજ બીજા જૂદા જૂદા ખાનાઓમા કેટલુક નાણુ વ્હેચી આપ્યુ હતુ

૨૩ મી જ્યુન ૧૯૦૦ ને દિને કાવસજી શેઠ પોતાના રહેવાના બંગ-લામા ગુર્જર પામ્યા હતા જે વખતે એવ-ણુની યાદમા ઉઠમણાને દિવસે કોમના વડા ધર્મગુરૂ દસ્તુર કેખશરૂ જામાસ્પ આશાનાએ એવણુની તારીફમા કરેલું ભાષણ જો સદા-બરૂ નીચે આપીશુ તો એવણુની કારકીર્દી બાબે ખુદ કોમના વડાઓ અને મોટા આગેવાનો શુ માનતા હતા તે બાબે આપણુને પૂરો ખ્યાલ મળી શકશે તેવણે મીજલસ સન્મુખ બોલતા જણાવ્યુ હતુ કે –

**કાવસજી શેઠનુ મરણ દસ્તુર કેખશરૂ જામાસ્પ આસાનાએ કરેલી તારીફ**

આજની ગભીર મીજલસમા મારે માથે જે ફરજ આવી પડી છે તે અદા કરવાને તમો મીજલસીઓ મને મદદ આપશો મારી ખાતરી છે હુ જે દરખાસ્ત તમો હજુર મેલીશ તેને ટેકો આપવાને તમે સાહેબો વાજબી ધારશો હુ બેહેમતી શેઠ કાવસજીનુ ધરમી નામ આપણી જાહેર ધરમની ક્રીયાઓમા જાળવી રાખવાની આ મીજલસમા મારા અથોગ્નાન સાહેબોને ભલામણ કરૂ છુ જાહેર મીજલસોમા એવા ધરમીઓના પવીત્ર નામની યાદ કરવી તે ઉધરતી જરથોસ્તી ઓલાદના મન ઉપર નેકીનો ઉમદા છાપ મારવા બરાબર છે 'મરહુમ શેઠ કાવસજીની સખાવત એટલી તો જાહેર અને જાણીતી છે કે, તે ઉપર બોલીને તમારો કીમતી વખત રોકવા માગતો નથી એવણુ સાહેબે ઘણે દગ્દરાજ સુધી દરેહમેહેર બાધીને ગોયા જરથોસ્તી ધરમનો નુરમદ ઝુડો ઉડતો કરયો છે આતશ કદેહો તે જરથોસતી ધરમની એક નુરમદ, પ્રકાસીત નીશાન છે એ નીશાનીઓ તે જાણે ખોદાની સાથની મોહોબતનો સબધ જોડનારી એક પવિત્ર ગાઠ છે એટલા માટે પઇસો–વગ–સત્તા અને ઉચી મનશક્તી પોતાની કોમના હીત તથા ધરમના ફાયદા અરથે જે કોઈ વાપરી જાય તેના બદલામા કોમે તેનુ અહેશાન જાહેર કરવાનો એક ઉપાય એ છે કે તેવણુનુ પ્રતાપી નામ આપણી ધરમ ક્રીયામા દાખલ કરવુ એ ધોરણે મર્હુમ શેઠે કોમની ધરમસબધી હાજતો બર લાવી કોમને માથે જે હેશાન કર્યું છે, તેના બદલામા આપણી ફરજ છે કે મર્હુમ શેઠનુ નામ

ધરમ સબધી ક્રીયા ભણુતરમાજ સાચવી રાખવુ પણ એ ઉપરાત ગરીબ અને હાજતમદ, ભાઇબધોની કદરશેનાસીમા પણ મરહુમ શેઠ ઘણી છુપી સખાવતો કરતા હતા, અને સખાવતને માટે પવીત્ર અવસ્તાવાણી કહે છે કે, "કહમાઇચીત હાતામ, જીજીશામ, વહીસતામ, આદાઉબોઇ-વયા અહુબયા" જેનો ગુજગતી અરથ એ થાય કે હઇયાતી ભોગવના-ગઓમાનો કોઈ શખસ બેઉ દુનીયામા સઉથી ઉતમ જીદગી ગુજારવાને ચહાતો હોય તો, તેણુ સખી થવુ હવે સાહેબો, જે કોઈ ઉતમ જીદગી ભોગવી ગયો હોય તેની નકલ કરવાને, અને તેની યાદદાસત આપણા મનપર તાજી રાખવાને તેમનુ નામ ધરમ ક્રીયામા દાખલ કરવુ એ નઉથી સરસ ઉપાય છે પ્રોફેસર જેરસન જે મોટો વીદવાન અને આપણા વરમનો એક ઉસતાદ જેવો છે અને જેણે જરથોસતી ધરમ સબધી વણુ કીધુ છે, તે કહે છે કે, પારસીઓ પોતાની પાદશાહી સખાવતથી બીજી કોઈ પણ કોમ ઉપર સરમાઇ ભોગવે છે તે માત્ર તેમના ધરમની ખુબીને લીધે છે આ સઘળો આધાર હુ મારી દરખાસ્તના ટેકામા લઇને બેસવાની રજા લઉં છુ "

મર્હુમના મરણુ બાદ દરેક ઠેકાણે કે જ્યા પોતાની સખાવતના જુસ્સાના જોરથી પોતાની કીર્તિ તેઓ મૂકી ગયા હતા તે સર્વ ઠેકાણે તેમના નામથી ઉઠમણાની ક્રિયા થઈ હતી અને તે સર્વ ઠેકાણે મોટી રક-મમા નાણુ ભરાયુ હતું જે સર્વ સખાવતમા ગયુ હતુ. દરેક પારસી વસાણુઓની અન્જુમને દીલાસા પત્રો મોકલ્યા હતા, તેમજ સભાઓ ભરીને દીલસોજીના ઠરાવો પસાર કર્યાં હતા એ સર્વમા એડન કે જે મર્હુમની બનાવેલી એક નગરી થઇ પડી હતી, જેમાથી તેઓએ પોતાનુ સર્વસ્વ પેદા કીધુ હતું તેમજ જેમા તેની ખીલવણીને સારૂ તેઓએ સર્વ રેડયુ હતુ તેની અન્જુમને કરેલો વિલાપ નોધદાયક થઈ પડશે લડનના " ગ્રાફીક " પત્રે તે બાબેની નોધ નીચલા વખાણવા જોગ શબ્દોમા લીધી હતી.

' Mr Cowasjee Dinshaw, C I E who died of cholera at Bombay on June 23 was a leading resident at Aden for the past half-century, and the news of his death will be received with much regret by the large number of friends which he possessed in this country, to which he had been a constant visitor Scarcely any one who has had occasion to visit Aden in an official or business capacity for years past will fail to have come in contact with Mr Cowasjee Dinshaw, his hospitality was unstinted Whoever obtained his advice and assistance locally received the benefit of an experienced judgment and a life long knowledge of Aden and the surrounding countries Mr Cowasjee Dinshaw was on special occasions the chosen leader of the native community at Aden. In this capacity he presented the loyal address from the Settlement to H R H the Prince of Wales when he landed at Aden on his way to India in 1875, and it fell to him to similarly welcome successive Viceroys of India He received a well merited honour in the bestowal of the Companionship of the Order of the Indian Empire upon him in 1894 Mr Cowasjee Dinshaw was held in high esteem among parsees, and was distinguished as a most generous supporter of deserving charities The death of his wife three years ago affected him deeply, and he had been in failing health ever since He had been obliged of recent

years to give up continued residence at Aden He spent last winter in Europe, only returning to India in March last, and he died at Bombay on Saturday, 23rd inst, from cholera.

ખુદ લંડનના "ધી ટાઇમ્સ" જેવા બળવાન પત્રે નીચે મુજબ જણાવ્યું હતું

Mr Cowasjee Dinshaw, C I E who died of cholera at Bombay on the 23rd June, was a leading resident at Aden for the past half-century, and the news of his death will be received with sincere regret by the large number or friends he possessed in this country, to which he had been of recent years a constant vistor. Mr. Dinshaw was on all special occasions the chosen leader of the native community at Aden In this capacity he presented a loyal address from the settlement to the Prince of Wales when he landed at Aden on his way to India in 1875, and it fell to him simiearly to welcome successive Viceroys of India and others occupying high positions under the Government of the Queen-Empress in 1891 he received a well-merited honour in the Companionship or the Order of the Indian Empire Mr Dinshaw was held in high esteem among Parsees, and was distinguished by the exercise of a wide personal charity Among other philanthropic works started by him may be mentioned the building and endowment of a free dispensary at Aden and the Cowasjee Dinshaw

Free Library and Reading Room at Bombay The death of his wife three years ago affected him deeply, and he had been in failing health ever since. He had been obliged in recent years to give up continued residence at Aden, and, he spent last winter in Europe returning only in March last to India.

## સર કાવશજી જેહાંગીર

હીંદુસ્તાનની ભુમી ઉપર પારસીઓનો વસવાટ થયો ત્યારબાદ જે મહાન પારસી પુર્વજોએ કોમની કીર્તીનો સ્થભ ઉંડો દાટયો અને તે કોમની કીર્તીનો સેતારો આખા જગતમા ઝગઝગાવ્યો તેઓમા આપબળ અને જાતીમેહનતથી આગળ વધેલા ઓમા પહેલા સર કાવસજી જેહાગીરનું મુબારક નામ આપણુ જોઇએ છીએ

**પારસીઓ અને આપબળ**

આગલા પારસીઓની કીર્તી ઉપર જીવવાનો ગોયા આપણે પેશો ધરાવતા થઇ પડયા છીએ પણ હાલના જમાનામા આપણે શુ કરીએ છીયે, આપણે ભવીષયની તોખમને શુ જવાબ આપીશુ, આપણે શુ કામો કરવા જોઇએ અને ક્યા ગુણો ધારણ કરવા જોઇએ કે જેથી આપણે પુરાતન વડવાઓનાં નામ અને કામની લાયક નીવડયે—આ સવાલો જો આપણે આપણી નજર સન્મુખ રાખીશુ તો આપણને જણાશે કે આજે આપણે આપબળનો ગુણ ખીલવવો જોઇએ છે મહાનતાનો અર્થ આપબળમા સમાયલો છે અને જે પારસી વડવાઓ તેવા મહાન થઇ ગયા છે તેઓ સરવે આપબળવાળા હતા. સર કાવસજી જેહાગીર તેવા એક આપબળથી આગળ વધેલા અને કોમની નામના વધારનાર પારસી શેઠયા હતા આપબળની આજે કોતાહી હોવાથી પારસીઓમા કેટલાક એવા દુરગુણો બરપા થયા છે કે પુરાતન કીર્તીની વાતો તો બાજુએ મુકો પણ ખુદ ગરીબાઇના મુળ કોમમા રોપાવા લાગ્યા છે, હજી જો પુરાતન નામના ટેકવી રાખવી હોય તો આપબળનો માનવતો ગુણ આપણામા પેદા કરવાની અત્યારે જરૂર છે

**સર કાવસજીનુ પુરાણુ કુટુમ્બ**

પારસીઓનો પહેલવહેલો મુળ વસવાટ સુરત, ભરૂચ, ઇત્યાદી જગ્યાએ હતો પાછળથી જયારે ત્યાનો વેપારવણુજ મુબઇની ખીલવણીને લીધે ભાગી પડયો ત્યારે પારસીઓ મોટી સખ્યામા મુબઇ આવીને રહેવા લાગ્યા આ રીતે મુબઇના હાલના ઘણાક નામીચા ખાનદાનો ગુજરાત તરફથીજ આવેલા હતા સર કાવસજીના વડવાઓ નવસારી ગામમા રહેતા હતા ૧૭૧૭ના વરસની આજુબાજુ રેડીમની ખાનદાનમા જીવણજીના ત્રણ નબીરાઓ મચેરજી, હીરજી એને તહેમુલજી મુબઇ વેપારવણજને ખાતર આવી રહયા ત્રણ ભાઇઓમા હીરજીની વેપારી બુદ્ધિ બહુ ચગોર હતી અને તે વખતે ચીન દેશ સાથે મુબઇનો વેપાર બહુ બહોળો હતો તેથી હીરજીએ પહેલવહેલા એ વેપારમા ઝીપલાવ્યુ અફીણ અને રેશમનો ઉદયોગ બહુ બોહળા પાયાપર ચાલતો અને સર જમશેદજી જીજીભાઇવ ળા જેઓએ પણ એજ દેશ સાથના વેપારમાથી બહુ મોટો ગજ પેદા કીધો હતો હીરજી રેડીમનીએ ચીનમા એટલી સારી નામના મેળવી હતી કે તેવણની આટની જોરથીજ માત્ર લખોની લેણદેણ ચાલતી તેવણે ચીનમા પેઢી વટીક કાઢી હતી અને પોતાના ભાઇઓનેબી પોતાના જરને જોરે સારે ઠેકાણે લગાડી દીધા હતા મનચેરજી ચીનપેર ગયા હતા અને ત્યાના વેપારી પેઢીના વડા એઓ નેમ્યા હતા જે વહાણોમા આ ભાઇઓ પોતાનો માલ લાવલઇજા કરતા તેના નામો 'હોગનમી' અને "રોયલ શારલોટ" કરીને હતા એવા તો બીજા વ્હાણોબી તેઓની દેખરેખ હેઠળ ચાલતા આ રીતે ચીન સાથના વેપારની ખરી શરૂઆત કરનારા રેડીમનીઓ હતા હીરજી રેડીમનીએ ત્યારબાદ મુબઇમા મોટી એસ્ટેટો ખરીદી હતી અને એ રીતે રેડીમનીઓએ પહેલવહેલી મુબઇમા સ્થાપના કરી

**રેડીમની નામ કેમ પડયુ?**

રેડીમની ઓલાદનુ નામ એમ કેમ પડયુ તે સબધી જાણવાજોગ થઇ પડશે કે જયારેબી પહેલા કપનીને પોતાના વેપાર-વણુજ સબધી નાણા જોઇતા ત્યારે રેડીમની વાળાઓ તરતજ આપતા અને એની રીતે કપનીને ઘણીક વખતે અગવડોમાથી બચાવી લીધી હતી ખાસ કરીને જયારે મરાઠાઓ

સાથે લડાઇ જાગી હતી ત્યારે રેડીમનીઓએ લડાઇ દરમ્યાન સરકારને નાણાની મોટી મદદ આપી હતી સર બારટલ ફ્રીયર ગવરનર કહેતો કે રેડીમનીનીઅટક ખરેખરી English Cogno nen છે આજેબી જયારે કેળવણી ઇત્યાદિના સબધમા જયારે સરકાર યા પ્રજાને નાણાની જરૂર પડે છે ત્યારે રેડીમનીઓ પોતાના નામને છાજતી રીતે તાબડતોબ પઇસા કાઢી આપે છે

**સર કાવસજીનો જન્મ**

હીરજી રેડીમનીને બે દીકરીઓ હતી જેમાની વડી બનાજી કુટુબમા પરણી હતી તેવણના દીકરા જેહાગીરને હીરજીએ દતક કરી લીધો હતો જેહાગીર ઉપર હીરજી શેઠનો જીવ બહુ હતો જેહાગીરના ધણીઆણી મહેરબાઇ તે અરદેશર દાદીશેઠ કુટુબના થાય કે જે કુટુબે ઇગ્લડ અને મુબઇ વચ્ચે ગજાવર વેપાર સ્થાપ્યો હતો, અને જે પોતાની હાતેમદાલની સખાવતો માટે બહુ જાણીતુ હતુ જેહાગીરના દીકરા તે સર કાવસજી નાઇટ એવણનો જન્મ ૧૮૧૨ ના મે માસની ૨૪ મી તારીખે થયો હતો અને દાદીશેઠના કોટના ઘેરમાજ જન્મ્યા હતા, કે જે કાવસજી પટેલના મોહલ્લામા આવ્યુ હતુ અને આજેબી હઇયાત જણાય છે

**સર કાવસજીની કેળવણી**

પહેલા આજની માફક કેળવણીના સાધનો નહોતા ઇગ્રેજી કેળવણી જેવુ તો મુદલજ હતુ નહી એનો અર્થ એમ નથી ઠરતો કે આપણા વડવાઓ બધા અભણ હતા, પણ એમ કે જોઇએ એટલી સાહીત્યની કેળવણીથી તેઓ બેનસીબજ હતા, પણ તેઓમા વ્હેવારૂ બુધી ઝાઝા પ્રમાણમા હતી અને વેપારવણજ કે ધધાધાપામા તેઓ ગોયા અદભુત મનોબળ ધરાવતા હતા અગાઉ મહેતાજીઓ સ્કૂલો ચલાવતા, ત્યા ગુજરાતી, હીસાબ વીગેરે શીખવવામા આવતુ અને જો પઇસાદાર કોઇ હોતુ તો તેને ત્યા ઇગ્રેજી માસ્તર જે પોતાની કળામા બહુ પ્રવીણ નહોતો તે શીખવવા આવતો ઘણી વખતે માતપીતા ઉપરજ આધાર રખવામા આવતો હતો આ રીતે મહેરબાઇએ કાવસજી શેઠને ઠીક પાવરધા કીધા હતા તેવણ છેક ૯૩ વરસે ગુજરયા હતા ત્યારબાદ થોડુક ઇગ્રેજી જ્ઞાન તેવણે સારજટ

સાઇકસની કોટની સ્કુલમાથી મેળવ્યુ હતું, કે જેમા બીજા સર જમશેદજી જીજીભાઇબી શીખતા હતા થોડુ ક સ્કુલનુ જ્ઞાન મેળવ્યા પછી કાવસજીશેઠે વેપારી કેળવણી થી શરૂઆત કરી તે વખતે ધધો ઉદ્યોગ પુશકળ એટલે તે દીશાએ પારસીઓ યાહોમ આગળ વધતા હતા ઘણુ કરીને ઈગ્રેજ પેઢીઓમા પારસીઓ શીખાઉ દાખલ જોડાતા અને પછી પોતાનો સ્વત ત્ર વેપાર શરૂ કરતા સર કાવસજી પહેલવહેલા ડનકન ગીબની ક પનીમા ગોડાઉન કીપર તરીકે રહયા વેપારી કેળવણીનુ જ્ઞાન તે વેપારી લાઇનનો અનુભવ મેળવવામાજ સમાયલુ હતુ એટલે તે જ્ઞાન અને અનુભવ મેળવયા બાદ તેવણુ મેસરસ હારડવેલ પારસનસ ક પની અને તયારબાદ મેસરસ ગ્રે ક પનીમા જોડાયા દશ વરસ સુધી એમ નોકરીની ફેર બદલી કરી રહયા પછી ૧૮૩૭ મા કાવસજી શેઠ એ પેઢીના દલાલ નેમાયા.

એવામા ઇસ્ટ ઇંડીયા કપનીનો ચીનની સાથના વેપારનો પરવાનો લઇ લેવામા આવયો અને મુબઇના વેપારીઓને ઘણી કટાકટીના મામલામાથી પસાર થવુ પડયુ ઘણા પારસી વેપારીઓએ અફીણના વેપારમા હોમાવયુ અને ચીન સાથના વેપારી દરવાજા સરવે પ્રજા માટે ખુલ્લા થવામાજ પારસીઓની દોલતનો ગોયા પાયો રચાયો વળી એજ વખતે પારસીઓ પોતે વહાણુ બાધતા હતા તેમજ વહાણુની માલેકીમી ધરાવતા હતા એટલે વેપારવણુજ ચલાવવાનુ પારસીઓને ભારે સગવડભરયુ તેમજ સસ્તુ થઇ પડતુ ૧૮૪૦ મા ચીન સાથની લડાઇ બધ પડી અને નાનકીનના કરાર થતા વેપાર ધુમ જામયો હતો અને વીસ વીસ વરસો સુધી પારસીઓ અઢળક દોલત કમાયા મુબઇના ડોકયારડમા પારસીઓ વહાણુ બાધતા અને તેમા ચીન સાથનો માલ લાવલઇજા કરતા એ અફીણના વેપારમા સને ૧૮૪૬ થી કાવસજી શેઠે સ્વત ત્ર વેપાર ચલાવવા માડયો હતો અને વરસો સુધી તેમ કરયા બાદ ઠીક પુજી એકઠી કરી

અફીણનો વેપાર

એમ કરતા વહાણુનો ઉધાગ ભાગી પડયો કેમકે વહાણો લોઢાના બનાવવામા આવવા લાગ્યા એટલે પારસીઓએ રૂના ઉદ્યોગમા ઝીપલાવ્યુ તેમા ૧૮૬૫ મા શેરમેનીઆનો પવન જાગ્યો એટલે કાંઇક પારસી લખો પતીઓ માગ્યા ગયા કાવસજી શેઠનેબી થોડુ ઘણુ ખમવુ પડયુ હતુ તેઓ બેકબે રેકલેમેશન યોજનાના પરવરતાવનારાઓમાના એક હતા એટલે જ્યારે તે યોજના ભાગી પડી તયારે એવણુને કેટલીક ખોટ ખમવી પડી હતી આ શેર સટ્ટાના વખતમા ઘણાક પારસીઓને મુસીબતમા આવવુ પડયુ હતુ પણ કાવસજી શેઠે બહુ ચોકશી રાખીને તેમાથી પોતાને દુરજ રાખયા હતા લખો અને કરોડોની નુકસાની હેઠળથી કેટલાકોને પસાર થવુ પડયુ હતુ જ્યારે કાવસજી શેઠે બીજાઓને બચાવી લેવામા પોતાનું નાણું વાપરયુ હતુ

**શેરમેનીઆ**

એવણુની ઉપર નસીબદેવીના ગોયા આશીરવાદ ઉતર્યાં હતા તેથી જે ઉદ્યોગમા પડતા તેમાથી સારી દોલતજ મેળવતા તેમા વળી પ્રમાણીકપણુ અને જાતીઉદ્યોગ તેમજ ખત અને મહેનત પણ એઓ કામે લગાડતા, તેથી નસીબમા પુષ્કળ દોલત મેળવી શકયા હતા એવણુ વીશે એમ જણાવવામાં આવે છે કે એવણે કોઇ પણ વેપારમા ખોટ ખમેલી નહી વળી વેપારી બુધી અને હોશીયારીબી કમતી નહી હતા જેથી જે દરેક આદમી એવણુના સમાગમમા આવતો તે એવણુના તે ગુણોથી ગોયા દબાઇ જતો વળી દરેક વેપારી ઢબછબ ઉપરાત દરેક ઘરાક સાથે માયા મમતાથી તેમજ શીરીનઝબાનીથી એવણુ કામ લેતા, એથી નહી કોઇની લાગણી દુ ખાય કેનહી કોઇ એવણુથી ડરે એટલા પ્રમાણુમા એવણે દોલતબી મેળવી હતી

**નસીબદેવીના સપુત**

જે રૂઢી અને રસમ એવણુ વેપારી જીદગીમાથી શીખયા હતા તે એમને જાહેર જીદગીમા ઘણી મદદગાર થઇ પડી હતી ૩૪–૩૫ વરસે સ્વતત્ર ધધાની શરૂઆત કરયા પછી એવણે જાહેર જીદગીમા ઝીપલાવ્યુ અગાઉના વખતમા એકાદ શહેરી કાઇ સારી દોલત મેળવતો યા સારી

**જાહેર જીદગીની શરૂઆત**

શહેરી સેવા બજાવતો તો સરકાર તેને પહેલા તો જસટીસ ઓવ ધી પીસનો એલકાબ આપતી આવી રીતે કાવસજી શેઠને ૧૮૪૬ ના સાલમા તે એલકાબ મળયો પાછળથી બોરડ ઓવ કનઝરવનસીના એક સભાસદ નેમવામા આવયા હતા તયારબાદ જ્યારે ઇનકમટેક્ષની રૂઢી પહેલવહેલી દેશમા ચાલુ થઇ ત્યારે આવકપર કર ઉઘરાવવાની મોટી મુસીબત પડતી તેથી સરકાર જાણીતા સહાયકારી શહેરીઓની સેવા માગતી એ રીતે ૧૮૬૦ મા કાવસજીની ઉપર સરકારની પસંદગી ઉતરી હતી, અને એવણને ઇનકમ ટેક્ષના કમીશનર નેમવામા આવયા હતા આ વખતે એવણે પોતાની બાહોશી એવી સરસ રીતે બતાવી હતી કે સરકાર તેમજ પ્રજાપક્ષ બંનેને તેઓ પુરેપુરો સંતોષ આપી શક્યા હતા મી· જેમસ ગીબસ કરીને કેપલા અમીરાનો વડો હતો અને મુંબઇની કાઉનસીલનો એક સભાસદબી હતો તેણે કાવસજીના વખાણ કરતા એક વખતે જણાવયુ હતુ કે —

You (Sir Cowasji) brought to that Commission tact, firmness and independence of character, which were of very great value, but, in addition to these, you brought an intimate acquaintance with the mercantile community of the city, which was of the greatest importance in enabling us to assess the tax It was mainly owing to this very excellent information, placed by you at the service of the Commission, that we were able to carry it out so successfully

એજ વખતે કાવસજી શેઠને મુંબઇના ગવરનર તરફથી કાઉનસીલમા બેસવા માટે અરજ કરવામા આવી પણ તેઓ સ્વીકારી શક્યા નહી કેમકે તે વખતે એવણ મંદીવાથી બીછાણુ ભોગવતા હતા જો એવણને તંદુરસ્તીએ યારી આપી હોત તો કાઉનસીલની અંદર વધુ જાહેર સેવા બજાવી શક્યા હોત

"પારસી! તારૂ બીજુ નામ સખાવત છે!" તે મુજબ દરેક પારસી શેઠયે જે અગાઉ અમર કીરતી પોતા પાછળ મેલી ગયો છે તેણે સખાવતથી પોતાનુ નામ આશકારા કીધુ છે એ રીતે કાવસજી જેહાગીરનુ નામ પણ આજ ઉમદા ગુણને લીધે સદા જાવેદાન રહી જશે જો એવણે મોટાઇ મેળવી હોય તો તે નાણાનુ દાન કરીને મેળવી છે નાણુ મેળવ્યાથી મોટુ થવાતુ નથી પણ નાણુ આપવાથી તેમ થવાય છે આ સીધાત કાવસજી શેઠે શીખવયો છે વળી તે સખાવતો માત્ર કોમજ નહી પણ દેશને માટે અને આગળ વધીને કહીએ તો આખા બ્રીટીશ શાહેનશાહત માટે હતી રેડીમનીઓ સખાવત માટે બહુ જુના કાળથી જાણીતા થયલા હતા છેક ૧૭૯૦ જેટલા દુરના સાલમા ડોકયુ કરીશુ તો જણાશે કે તે વખતે મુબઇમા ભારે દુકાળ જાગયો હતો તે વખતે સોરાબજી રેડીમનીએ દરરોજ બેથી ત્રણ હજાર દુકાળયાઓને સાજ સહવાર ખવાડયુ હતુ એજ સોરાબજીએ ગુજરાતમા ઘણીક સખાવતો વટીક કરી હતી એજ રીતે ૧૮૦૫ ના બીજા દુકાળ વખતે સર કાવસજીના મમાવાના બાવાએ પાચ હજાર દુકાળયાઓને ખવાડયુ હતુ પણ સઉથી નામચીન સખાવતો પહેલા સર કાવસજીએ કરી હતી

**રેડીમનીઓ અને જાહેર સખાવત**

જ્યારે કપનીના રાજ્ય ચાલતુ હતુ ત્યારે સુરત તેનુ મુળ મથક હતું. એક વખતે કાવસજી શેઠ ત્યા વેપારધધાઅર્થે મુબઇથી ગયા ત્યારે તેવણને લાગ્યુ કે સુરત ખાતે એક હોસ્પીટલની ખાસ જરૂર છે તો તરતજ સરકારને કાગળ લખીને રૂપીઆ ૩૦ હજાર મોકલાવી આપયા પાછળથી આ રકમ વધારીને પોણાલાખ જેટલી કરવામા આવી હોસ્પીટલ સબધી સરકાર સાથે લખતપત્ર કરતા ત્રણ ત્રણ વરસ થઇ ગયા ત્યારે પ્રજાસેવામા કાવસજી શેઠ કેટલો ઉદાર જુસ્સો ધરાવતા હતા તે એ ઉપરથી જણાશે કે તેવણે સરકારની સખત ઝાટકણી કાઢી નાખી હતી, અને ખુલ્લેખુલ્લા એકરારમા સરકારનું કામ કેટલુ ધીરૂ અને નયોજુ હતુ તે બતાવી આપ્યું. જ્યાર પછી સરકાર તરતજ જાગ્રત થઇ ગઇ પૈસા આપવામા

**સુરત ખાતે હોસ્પીટલ**

જેમ ઉદાર તેમ કામ લેવામા સખત હતા. છેવટના પત્રમા સરકારને સર કાવસજીએ લખ્યુ હતુ કે - × × × × ×

I beg most respectfully that the Government wil l tnoroughly examineall accounts etc etc and to see that the expenditure has been carefully superintended and an order should be sent immediately to carry on the works for out houses, railing and finishing the hospital vigorously Accept my best thanks for your kindness in bringing the subject to a speedy Conclusion

જ્યારે મુંબઈના ગવરનર સર બારટલ ફ્રીઅરે હોસ્પીટલ ખુલ્લી મુકી ત્યારે કાવસજી શેઠ માદગીને બીછાને હતા આ માટે તે વખતના હીંદી વજીરે વડીક સર કાવસજી માટે આભારનો ડીસપેચ બાહેર પાડયો હતો

ઉપલા કામમાથી હજી ફારેગ થાય નહી તેટલામા કાવસજી શેઠ મુબઈમા આખની હોસ્પીટલ ખોલવાનુ કામ પોતાને શીર ઉપાડયુ, આ બીના બની ૧૮૬૩ મા કે જ્યારે સર ચારલસ વુડ હીંદી વજીર હતો કાવસજીએ પહેલા અરધો લાખ રૂપીઆ જે પાછળથી વધીને એક લાખ પર ગયો હતો તે સર્વે આપવા કબુલ્યુ સર ચારલસે વીલાયતથી ગવરનરપર લખત કરતા જણાવ્યુ કે — × × ×

મુબઈ માટે આખની હોસ્પીટલ

I have to requet that Mr Cawasji Jehangir mav be informed of the high sense I entertain of his liberality in contributing so largely towards the provision of such a building "

જ્યારે ગવરનરની ધારાસભા બેઠી ત્યારે ત્યા આગળ ઉપલા કામ માટે આભારનો સત્તાવાર ઠરાવ પસાર કરવામા આવ્યો હતો

સીવીલ એનજીનીયરીંગ કોલેજમાથી આજ સુધીમા કાઇ હજારો વીદ્યાર્થીઓ શીખીને બાહેર પડયા છે અને લખોનું એ રીતે ભલું થઇ શકયુ છે એનો બાધનારો એક પારસી હતો એમ આજે સાભળીને કયો પારસી મગરૂર નહી થઇ શકશે ? સર કાવસજીને લાગયુ કે હીંદીવાનો પોતાના સાધારણ ધધાધાપા ઉપરાંત એનજીનીયરીંગ જ્ઞાન મેળવે તો તેથી તેમને તેમજ દેશને ફાયદો થયા વીના રહે નહી આ ઉપરથી તેવણે પુના ખાતે એવી એક કોલેજ બાધવાનુ ઠેરવયુ સર બારટલને એવણે અરધો લાખ રૂપીઓ આપયો અને જયારે ૧૮૬૨ મા આ ભવય મકાન સર કાવસજીની દોલતે ખુલું મુકવામા આવયુ તયારે સર બારટલે એવણના જબજ વખાણ કીધા હતા અને છેવટે જણાવયુ હતું કે — x x x

**પુના ખાતે સીવીલ એનજીનીયરીંગ કોલેજ**

"I feel assured that in assisting to open to his countrymen a new liberal and independent profession, Mr Cawasji Jehangir has not only done well for his own fame and conferred a lasting benefit upon his own people, but that he has also added his contribution to the strength and stability of our empire in India"

રેડીમનીનુ કુટુબ સાર્વજનીક સખાવતો માટે ઘણુ જાણીતું છે કોમી સખાવતો તેઓએ જો કે મોટે પાયે કરી નથી છતા સારવજનીક સખાવતોથી તેઓએ આપણી કોમ અને આપણી ઓલાદનુ નામ પરકોમો અને પરદેશ વચે આશકારા કર્યું છે પારસીઓને સખાવતી દાખલ શોભાયમાન નામના મેળવી આપનારા રેડીમનીઓ હતા અને તેમા સર કાવસજીનુ નામ સઉથી ઉંચે આવે છે, જયારે ગરીબ યુરોપીયનો અત્રે આવીને કશા સાધન વગરના થઇ પડતા તયારે તેઓને સારૂ એક

**કાવસજી શેઠની બીજી નાની સખાવતો**

હોમની જરૂર જણાવા લાગી આ ઉપરથી જે વખતે પુનાની એનજીનીયરીગ કોલેજને માટે કાવસજીએ અરધો લાખ કાઢી આપયો તેજ વખતે તેટલા રૂપીઆ સરકારને ગરીબ યુરોપીયનોના એક આશ્રમ માટે પણ સરકારને સ્વાધીન કીધો ૧૮૮૩ મા આ વાત બની પણ આઠ વરસ જો કે થઇ ગયા તોબી સરકારે કાઇ વહેવારૂ કામ કીધુ નહી તે ઉપરથી કાવસજી શેઠ બહુ ખીજવાઇ ગયા અને કોઇનોબી કાઇ સરોપરો રાખ્યા વીના સર કારની કેવી ઝાટકણી કાડી નાખી તે નીચલા પત્ર ઉપરથી જણાશે કે જેમા તેઓએ સરકારને જણાવ્યુ છે - મારા નાણા વયાજસીકકે પાછા આપી દેવા સરકારના સેક્રેટરીને સર કાવસજી લખે છે કે -

Sir, Since 18—, when I paid Messrs Ritchie, Stewart and Co, for building a Home for European Strangers, 50,000 rupees on certain conditions, which building business was afterwards transferred to Government, and up to now no such house is built, I consider all the correspondence on the subject is at an end and I demand instant return of my money with interest I consider Government has treated very badly not only me but also the poor destitute Europeans. My increased illness suggests that I shall do some other charity with the said money"

આ ઉપરથી સરકારે વગર ઢીલે સ્ટ્રેનજરસ હોમનુ કામ ઉપાડયુ અને તેને કાવસજી જેહાગીરનુ નામ આપવામા આવયુ બીજી નાની સખાવતોમા સીધ હઇદરાબાદ ખાતે કાવસજી શેઠની દોલતે દીવાનશાળા બાધવામા આવી હતી તેને લગતી એક મુખ્ય આવે છે. એ કામમા તેમજ યુનીવરસીટીના બાધકામમા કાવસજીના મુળ મદદગાર એલફીનસ્ટન કોલેજના એક વખતના વડા સર એલેકઝાનડર ગ્રાંટ હતા

એ ઉપરાત ઈંગ્રેજ લોકોના દેવળની સામે ફુવારો એવણે બધાવી આપ્યો હતો અને ઘણાક કેળવણી ખાતાઓ, લાયબ્રેરીઓને એવણે નાણાની મદદ આપી હતી જેમા એલફીનસટન કોલેજની સ્થાપનાને લગતી મુખ્ય હતી કેળવણીથી દેશને આગળ વધારનારા જે જે પારસીઓ થઇ ગયા છે તેઓમા સર કાવસજીનું નામ સઉથી આગળ પડતુ આવે છે એવણની સખાવતો તેમજ એવણના સામાજીક આચારવીચારો કોમ કરતા આખા દેશના હિત તરફ વધુ ઢળેલા હતા એથી જ્યારે ઉંચી કેળવણીનો સવાલ ચરચાવા લાગ્યો ત્યારે એક મોટા પાયાપર ચાલતી કોલેજની જરૂર પડી મહેલા સરકારી કોલેજ ગોવાળ્યા ટેક રોડપર આવેલા ટેનકરવીલના બગલામા ભરવામા આવતી પણ તે મકાન બહુ સાકડુ પડતું એથી એક મોટા સગવડભર્યા મકાનની જરૂર જણાઇ ત્યારે સર કાવસજીએ સરકારને પ્રજાના ભલા માટે રૂપીઆ બે લાખની નાદર રકમ સપુરદ કીધી રૂપીઆ બે લાખ ઉપરાત જે બીજો કાઇ ખરચ થાય તે સરકાર કરે એવી શરત સરકારે કબુલ રાખી અને કામ તરતજ ઉપાડવામા આવ્યુ અતે કોલેજ અને યુનીવરસીટી બીલ્ડીંગઝની યોજનાઓ તઇયાર થઇ રહી અને જ્યારે ૧૮૬૬ મા યુનીવરસીટીનો પાયો નાખવામા આવ્યો ત્યારે સર બારટલ ફ્રીઅર જે મુબઇનો ગવરનર હતો તેણે સભામા રેડીમનીઓના વશની તવારીખ કહી સભળાવી ઠેક કાવસજી જેહાગીર સુધી આવ્યો અને પછી તેવણની હાતેમગીલી માટે બહુ લાગણી ભરયા શબ્દોમા બોલ્યો હતો જ્યારે યુનીવરસીટી બીલડીંગ બધાઇ રહયુ ત્યારે તેને સર કાવસજીનુ નામ આપવામા આવ્યુ એ ઉપરાત યુનીવરસીટીને ફરનીચર વીગેરે જે જોઇતુ હતુ તેબી કાવસજીએ સપુરણ કરીને મેળવી આપ્યુ હતુ

મુબઇ ઉપરાત દેશાવરોમાબી એવાજ કામો માટે સર કાવસજીએ પોતાની દોલતનો મોટો હીસ્સો આપ્યો હતો, દાખલા તરીકે કપડવજ ખાતે કલોક ટાવર એવણે બધાવી આપ્યુ હતુ જે માટે પણ ઢીલ થવાથી તેમજ સરકાર તરફથી નાણાનો વધારો કરવામા આવ્યાથી એવણે સરકારની સખત ખબર લીધી હતી. સ્વભાવે કાવસજી શેઠ લગાર તીખા હતા

અને તેમા માદગીથી એવણુ એટલા દુ ખી થઇ ગયા હતા કે જો જગાબી કેથે ખામી જણાતી તો એવણુને બહુ ખીજવાટ ઉપજતો

એજ રીતે જ્યારે ફ્રાનસ અને જરમની વચે લડાઇ જાગી ત્યારે વાઘલ થયલાઓ માટે એક ફ ડ કાઢવામા આવયુ હતુ અને એમા સર કાવસજીનો મુળ હીસ્સો હતો વળી પોતે હીંદુસ્તાનના એક પ્રતીનીધી તરીકે બધુ કરે છે એમ સરકારને જણાવવાને બહુ આતુર હતા કે જેથી હીંદ દેશની નામના વધે દુરદરાઝ દેશોમા પરદેશીઓના બી ખુનો થાય તે આ હાતેમદીલના અને પરગજુ પારસીના જીગરને કારી ઘા સમાન કેટલુ લાગતુ તે તેવણુના સરકાર ઉપરના ઉપલી બક્ષેશ મોકલતી વખતના પત્ર ઉપરથી આપણુને જણાય છે જેમા તેઓ કહે છે કે — × × × ×

Though the occurence took place in a foreign land at so great a distance, I could not obtain a peace to my mind ever since the fearful slaughter and maiming of human beings, now from this day I shall satisfy myself that I served people in great distress with little money I can spare to forward for the good of my co-creatures *

Please inform the Secretary of State for India, officially, of the deed of one of Her Majesty's Indian subjects assisting England's neighbours in their distress"

આ મુજબની નાની મોટી સખાવતોનો આકડો બેશુમાર છે જ ઉપરાત વળી એવણુની ખાનગી સખાવતોબી ઘણી છે શુ વીલાયત કે શુ હીંદ, શુ કોમમા કે શુ પર કોમમા જયારેબી હમદરદી અને હમદીલીની જરૂર પડતી ત્યારે એવણુ નાણા આપીને તેનો વહેવારૂ પુરાવો રજુ કરતા

**વીલાયતમા બાન્ધેલો ફુવારો**

જે ખાસ નોધલાયક પુરાવો સર કાવસજીના બાબમા સખાવત સબધી છે તે એ છે કે એવણુને માલુમ પડયુ કે ઇંગલડમા અમુક ઠેકાણે એક ફુવારાની જરૂર છે હવે એવણુને ફુવારા બધાવવાનો શોખ ઝાઝો હતો, જે રીતે ખુદ મુબઇમા પણ જગેજગ એવી રીતે ફુવારાઓ એવણે

બધાવ્યા હતા ત્યારે કાવસજીએ એવુ જણાવ્યુ કે પોતાને ખરચે જે રૂપીઆ ૧૫ હજાર જેટલા થવા જતા હતા તે ખરચે લડનમા આવેલી રીજનટ પારકમા એવણ એક ફુવારો બધાવી આપશે તે માટે એવણે નાણા મોકલી ફુવારો બધાવ્યો એટલુજ નહી પણ તે પ્રીનસેસ મેરી ઓવ ટેકે ૧૮૬૯ના સાલમા ખુલ્લો મેલ્યો હતો જે વેળાએ ત્યાના પેપરોએ આ મહાન પારસીની તારીફ કીધી હતી જેમ કરતા ધી ટાઇમ્સે જણાવ્યુ હતુ કે —

This Parsi merchant has with the most large-hearted liberality, spent his fortune in works of public utility and charity, without respect of race or creed, in those whom he has so assisted His private charities have been many, and the sum of his public benefactions amounts to 1, 270, 50[illegible] rupees and over

સર કાવસજીની જાહેર સખાવતો બધુ મળીને રૂપીઆ ૧૫ લાખ ઉપરની જયારે ખાનગી સખાવતો રૂપીઆ ચાર લાખ ઉપરની થવા જાય છે

પુર્વના "પીબાડી"

જયારે કોઈ મોટી સખાવતો કરે છે ત્યારે આપણે તેને હાતીમતાઇની ઉપમા આપીયે છીયે, તેમ યુરોપીયન લોકો તેને Peab ay કરીને કહે છે આ રીતે જો પારસીઓમા કોઇનબી આ એલકાબ પશ્ચીમના લોકોએ આપ્યો હોય તો તે કોઈજ નહી પણ સર કાવસજીને આપ્યો હતો આપણી તરફ આ એલકાબને પહેલવહેલી જાહેરાત આપનાર "બોમ્બે ગેઝેટ" હતુ કે જેણે એક વખતે લખતા જણાવ્યુ હતુ કે —

His princely donations given for works of public utility and his contributions for the relief of the suffering and the distressed in all parts of India and

Europe, have established his claim to the character of a philanthropist, and it was, perhaps, no violent straining of a metaphor to call him the 'peabody of the East' His charity has been almost always singularly discriminating, and if it had occasionally a tendency to arrest attention, yet it was always dispensed without a distinction of colour or creed. His donations to various charities and public institutions in England and on the Continent have made his name familiar to many in the West, while in India his benefactions have long entitled him to the respect and gratitude of all classes of people For nearly a quarter of a century (1872) his charity has continued to flow in all directions, and he is said to have given in this way nearly fifteen lakhs of rupees

**કાવસજી શેઠ ઉપર ખેતાબોની નવાજેશ**

આવી આવી મહાન સખાવતની સેવાઓ માટે સરકારે કાવસજી શેઠની ધટતી પીછાણ કરી હતી ૧૮૭૧ ના મે માસમા એવણુને સી એસ આઇ નો એલકાબ આપવામા આવ્યો હતો જ્યારે બીજેજ વરસે નાઇટ હુડની નવાજેશ કરવામા આવી હતી પ્રજાએથી તેજ વખતે એવણુને મોટા પાયાપર માનપત્ર આપવાની હીલચાલ કરી હતી અને એ હજારની મહી સાથનુ મુબારકબાદીનુ માનપત્ર એવણુને આપવામા આવ્યુ હતુ તે વખતે એવણુ માંદગીને બીછાણે હતા તેથી ચરચગેટ સ્ટ્રીટમાના એવણુના ઘરમા જઇને શહેરીઓએ એવણુને માનપત્ર અરપણ કરયુ હતુ એજ વખતે એવણુનુ એક બાવલુ મી ૨૫ હજાર રૂપીઆના ખરચે બનાવવામા આવ્યુ હતુ જેમા પણ પ્રજાએજ બધો હીસ્સો ભર્યો હતો મી૦ વુલનર નામના પ્રખયાત કોતરકામ કરનારાએ આ બાવલુ બનાવયુ હતુ જે આજેબી યુનીવરસીટી ગારડનમા ઉભેલુ આપણા જોવામા આવશે

૧૮૭૫ ના સાલમા તે વખતના પ્રીનસ ઓવ વેલ્સ અને પાછળથી રાજા એડવરડ સાતમા મુબઇ મુલાકાત અરથે આવ્યા હતા તે વખતે તેવણે સર કાવસજીને એક યાદ, એક કીતાબ અને પોતાનો તેમજ પ્રીનસેસનો એક ફોટો ભેટ આપ્યો હતો તયારબાદ પ્રીનસને ગભીર બીમારી લાગુ પડી હતી જેમાથી તેમનો છુટકારો થવાની યાદમા સર કાવસજીએ જાહેર સખાવતમા નાણુ ભરયુ હતુ જેનો ઉપયોગ લડનની ફીવર હોસ્પીટલના વપરાસમા કરવામા આવયો હતો. આ ઉપરથી લડન ખાતે પ્રગટ થતા The Punch પત્રે નીચે મુજબ રમુજી ટીકા કીધી હતા —No mistake in the name As a thanks giving offering from India, a contemporary announces that on account of the recovery of the Prince of Wales, a charitable donation of 200 £ has been sent to London by Mr Cowasji Jehangir Readymoney Anybody would have given Mr. Readymoney credit for having earned his name, and now everybody must see that he well deserves it Is Mr Readymoney a Parsee ? At any rate he is the reverse of Parsi–monious"

**પ્રીનસ ઓવ વેલ્સની ભેટ અને 'પચ''ની ટીકા**

સર કાવસજીતું મરણુ એમના મલબાર હીલપરના રહેવાના મકાનમા ૬૭ વરસની ઉમરે ૧૮૭૮ ના જુલાઇ માસમા નીપજયુ હતુ એવણુને સધીવાનો રોગ લાગુ પડયો હતો જેને લીધે એવણુ ૧૪ વરસ સુધી બીછાણે રહયા હતા જેથી એવણુ મરતી વેળાએ જોઇએ તે કરતા વધારે ઘરડા થઇ ગયા હતા આખી શહેનશાહતમા જયારે એવણુના મરણુની વાત ફેલાઇ ત્યારે તે ગમીમા ગીરફતાર થઇ ગયુ હતું એમની પાયદસ્ત વેળાએ જે ગભીર દેખાવ થયો હતો તેમજ દમામદાર સરઘસ નીકળયુ હતુ એવુ મુબઇએ બીજુ જવલેજ અનુભવયુ હોય પાયદસ્ત એટલી મોટી

**સર કાવસજીનુ મરણુ**

થઇ પડી હતી કે પોલીસનો બદોબસ્ત જાળવવા તે વખતના કમીશનર મર ફ્રેનક સાઉટરે વડપણ લીધુ હતું અને તે સઉથી આગળ ચાલતો હતો દરેક જાહેર ખાતાએ એવણના મરણ માટે શોક પ્રદરશીત કરયો હતો અને મુબઇની સરકારે નીચે મુજબ ગેઝેટ મારફતે એક ઠરાવ બાહેર પાડયો હતો —

By his death the Government has lost one of its most loyal subjects, India a most generous benefactor, and the town and island of Bombay one of its most upright and independent citizens"

મર કાવસજીએ ગામ તેમજ દેશની જે સેવા બજાવી છે તે નાણા

મર કાવસજીની સેવા

મારફતેજ છે જો કે જસ્ટીસોના બેન્ચપર હતા ત્યારે તેમજ બેન્ક ઓવ બોમબેના બોરડ ઓવ ડીરેકટર પર હતા ત્યારે શહેરની થોડી ઘણી જાતી સેવા બજાવી હતી પણ એવણની તદુરસ્તી એટલી ખરાબ હતી કે તેવી રીતે એવણ કાઇ પણ ફરી રાકયા નહોતા માટે જે સેવા એવણને ખાતે નોધાય છે તે નાણા મારફતે છે વળી કોમ તેમજ પરકોમના બાબમા જે ખાતાઓમા એવણે સખાવતી નાણા આપયા હતા તે કેળવણી ખાતાઓ, દવાખાનાઓ, મકટનીવારણ ફડો વગેરે છે જો કે પોતે ધરમાતુ હતા અને કોમના ધારમીક ખાતાઓમા નાણા ભરતા અને મજગામ ખાતેનુ આદરયાન પણ એવણેજ પોતાની જીદગી દરમયાન બધાવવા ધારેલુ હતુ તોબી કોમ તેમજ દેશની ચઢતી સઉથી સરસ માર્ગે કળવણી મારફતે થાય છે એમ માનતા હોવાથી તેવણ તેવા ખાતાઓને વધુ મદદ કરતા રહયા હતા

મર કાવસજીના ઉમદા ગુણોમા સાહસ, અને સખાવત એ બે આગળ

મર કાવસજીના ઉમદા ગુણો

પડતા જણાય છે શરીરના દુખને લીધે લગાર સ્વભાવ આકરો થઇ ગયો હતો તોબી પ્રકૃતીએ ઘણા શાત અને દીલે બહુ ઉદાર હતા કોઈ પણ આદમી એમની સીડીએથી ખાલી હાથે ઉતરતો નહી વેપારવણજમા

બુદ્ધિ ઘણી પ્રમાણીક હતી અને સરકાર તેમજ પ્રજા વચે ઘાડો અને મીત્રાચારીભરયો સબધ કરાવી આપવામા હમેશા આગળ પડતા કોમ તેમજ દેશની દાઝ એટલી તો હઇડે ધરતા કે તેમને માટેનુ કોઇબી સખાવતી કામ હાથ ધરતા તો તરત તેને હાર પાડતા

ઉપર જણાવ્યા મુજબ સર કાવસજીની દેહ લથડતી ચાલતી હતી એટલે પ્રજાસેવાના મહાભારત કાર્યો તેઓ બજાવી શક્યા નહોતા જોકે પોતાની હાતેમદીલીથી તેઓએ ઘણુક કીધુ હતુ છતા એઓએ જે નાની સેવાઓ બજાવી છે તેઓમા એક એ ધ્યાન ખેચે છે કે પોતે

**સર કાવસજીની પરચુરણ જાહેર સેવાઓ**

સુધારક હતા એટલે કોમમા પહેલા વર્ગનો સુધારો થાય એ જોવા આતુર હતા એવણના ધણીયાણી મરણ પામ્યા ત્યારે પાછલા પહોરના ઉઠમણાનો વખત જે પહેલા બહુ વહેલો લેવાતો તેમા એવણે ફેરફાર કરીને તે વખત મોડો કીધો હતો આવા પ્રકારના કામ માટે તે જમાનામા કાઇ જેવી તેવી હિંમત જોઇતી હતી નહિ અને તે સર કાવસજીએ બતાવી હતી રાહનુમાય સભામા વળી પારસી અકાબરો જોડાવાથી ભડકતા હતા પણ તેના કામકાજમા એઓ સાહેબને ઠીક લાગવાથી એવણે ઉલટભર્યો ભાગ લીધો હતો એટલુજ નહિ પણ સભાને ઘણી મદદ કરી હતી વળી જ્યારેમી સીવીલીઅનો અને પ્રજા વચ્ચે તકરાર ચાલતી કે મ્યુનિસિપાલિટીમા જુસ્સો ચાલતી ત્યારે હમેશા પ્રજા તરફથીજ પોતાનો આવાઝ ઉઠાવતા એલ્ફી-સ્ટન સરકલ એવણનીજ યોજના મુજબ રચાયો હતો મુબઇની ટાઉનહાઉન્સિલ સ્થાપવામા એવણે આગળ પડતો ભાગ લીધો હતો

સર કાવસજી ૧૯ મી જુલાઇએ ગુજર્યાં હતા ત્યારબાદ બાર દિવસ રહીને સમસ્ત અનજુમનની એક જાહેર સભા બોલાવવામા આવી હતી જેઉપર મુબઇ તરફથી કાઇ સાતસો જેટલી સહિઓ છે સભા પહેલા લગાર એવી ચર્ચા થઇ હતી કે મરહુમ શેઠે પારસી કોમ માટે કશુ દમજેવુ કાઇ કીધુ નથી, અને તેને પારસી પત્રોએ જન્મ આપ્યો હતો પણ સભા દરમ્યાન

**સર કાવસજીના માનમા બોલાવવામા-આવેલી અનજુમનની સભા**

શ્રદ્ધતા માન મરતબા સહિત પારસી ભાઇઓએ મરહુમના ઉમદા અને સારા સદગુણોના વખાણ કરીને અને જાહેર પ્રજા માટે જે કાઇ કીધુ તે પારસી કોમ માટેજ કીધુ એમ પીછાણી લઇને તેમના તે વખતના પ્રતીનીધીઓ જેવા કે સર જમશેદજી, શેઠ સોરાબજી શાપુરજી બંગાલી, અને મી૦ ડોસાભાઇ ફરામજીએ સુભાખીત ભાષણો કીધા હતા અને અનજુમનના દફતરોમા દીલગીરીના ઠરાવની નોધ રાખવામા આવી હતી તેમજ મરહુમના કુટુંબીઓપર પણ યોગ્ય ઠરાવો મોકલવામા આવ્યા હતા પહેલી સભા સર જમશેદજીની માદગીના સબબે મુલતવી રાખવામા આવી હતી તેથી ઉપલી સભા ૬ ઠી અકટોબરને દીને ભરાઇ હતી

## શેઠ સોરાબજી શાપુરજી બંગાળી.

**સોરાબજી એક કીરતીવંત પારસી.**

ઓગણીસમી સદીના લાંબા અને અનેક તવારીખી બીનાઓથી ભરપુર એવા ગાળા દરમયાન જે મહાન પારસીઓ મુંબઇ શેહેર યા પ્રાંત શું પણ ગોયા કુલ હીંદુસ્તાનમા કીરતીવંત નામના મેળવી ગયા છે તેઓમા મી૦ સોરાબજી શાપુરજી બંગાલીનુ નામ ઘણું આગળ પડતું જણાય છે. ઇરાન છોડી આવ્યા પછી હીંદુસ્તાનમા પણ દરેક બાબદમા કીરતીવંત અને આગળ પડતો ભાગ ભજવનારાઓની સફમા પારસી નામ જણાય છે અને તે નામોમા મી૦ બંગાલીનું નામ કેળવણી અને સંસાર સુધારાના બાબમા ખાસ કરીને એક પાયોનીઅર તરીકે માલમ પડે છે પારસીઓ હીંદી તવારીખમા કેટલાક land marks એટલે કે ઇતીહાસીક સ્થંભો તરીકે થઇ ગયા છે અને તે મુજબ મી૦ સોરાબજી શાપુરજી બંગાલી હીંદી કેળવણી અને સુધારા તેમા ખાસ કરીને સ્ત્રીસુધારામા એક સ્થંભ મીસાલ આજેબી ખડા રહયા છે તેવણુના વખતમા બંગાલી શેઠ ફકત પારસી-ઓમાજ નહી પણ બીજી કોમો યાને કે હીંદુ ઇસલામી અને ખ્રીસતી-ઓમા પણ આગલી હરોલમા આવી શકતા હતા પોતાના જમાનામા તેઓ મુબઇની જાહેર જીંદગીમા એક જાણીતા પ્રમીધ શેઠયા હતા તેમની અમર કીરતીનો કોટ રચનારા સાધનો તેમની કોમી અને જાહેર સેવાઓ

હતા જર નહી હોય તોપણ સેવાથી કીરતીનો પાયો નખાય છે એ બંગાલી શેઠની જીંદગી આપણને શીખવે છે

સોરાબજીના બાવા શાપુરજીના બાવા નવરોજીની અટક ઉમરીગર કરીને કહેવાતી તેઓ ઘણા નેક અને ધરમી હતા અને આતશબેહેરામો તેમજ દોખમાઓ સબંધી ઘણી તરીકતો પાળીને તેમની જાળવણી કરવામા ઉલટભરયો ભાગ લેતા સોરાબજી શેઠના ખાનદાનીઓ એટલા પવીત્ર ખવાસના અને નેક ખાસીયતના હતા કે જયારે મુબઇ ખાતે વહાડીયાજીના આતશબેહેરામને પરથાવવામા આવ્યા ત્યારે તેમા મુકવા સારૂ આતશ કલકતા ખાતેથી લાવવામા આવ્યો હતો. અહીંયાથી કેમ લાવવો તે મુશકેલ થઇ પડવાથી સોરાબજીના બપાવા નવરોજજી બંગાલી જેઓ કલકતે રહેતા હતા તેઓએ ત્યાથી અંતશને એકઠો કીધો હતો અને હજારો મુશકેલી વચ્ચે પગ રસ્તે મુબઇ મોકલી આપ્યો હતો આતશબેહેરામમા એક પ્રકારનો આતશ મેળવવો જોઇયે છે જેને વીજળીનો આતશ કહે છે કલકતેથી થોડે દુર નવરોજી શેઠને માલમ પડયુ કે વીજળી એક ઝાડપર પડી છે તો તરતજ ત્યા ગયા અને પેલા બળતા ઝાડને મેળવી સુખડથી પજરણુ ચાલુ રાખીને પછી તે આતશ મુબઇ મોકલાવવામા આવ્યો હતો, નવરોજી શેઠ બહુ ધરમાતુ હતા અને કલકતે જરથોસ્તીઓ માટે એક દોખમુ વટીક સ્થાપ્યુ હતુ શાપુરજીબી એવાજ પરગજુ ખવાસના હતા જો કે બંગાલીઓ કાંઇ એટલા બધા માલેતુજાર નહોતા છતા ટુકમાથીબી ઘણુ દાન કરવાનો ઉમદા જુસ્સો ધરાવતા હતા. પાછળથી એ કુટુબ સાથે ગામડીઆવાળાઓ તેમજ કરાકાવાળાઓ જોડાયા હતા

**સોરાબજીનુ ખાનદાન**

સોરાબજીનો જનમ સને ૧૮૩૧ ના સાલના ફેબરવારી માસની ૧૫ મી તારીખે થયો હતો એમના બપાવા જેઓ નામે નવરોજી હતા તેવણુની અસલ ઓલાદ સોરાબજી ઉમરીગરને નામે ઓળખાતી હજી તો એક વરસના થયા નહી કે એવણે એવણુના બાવાનુ છત્ર ગુમાવ્યુ, એટલે

**બંગાળી શેઠની શરૂઆતની જીંદગી**

કેળવણી ઇત્યાદીનો બોજો બધો એવણના માવતર ભીખાઇજી ઉપર આવી પડયો કે જેઓના નામને સોરાબજી હર હમેશ ગોયા પુજતા અને જણાવતા કે જે હુ કાંઇ છુ તે મારી માતાના પ્રતાપથીજ. માતાની સાથે એવણના મામાનો આધારબી ઠીક કે જેઓ ફરામજી મ ચેરજી ગામડયાના નામથી ઓળખાતા શુરૂઆતની કેળવણી એવણે મહેતાજીની સ્કુલે લીધેલી અને પાછળથી સોસાયટીની સ્કુલ જેને કહેતા તે એલફીન સ્ટન હાઇ સ્કુલમા એવણ દાખલ થયા હતા કે જયા એમના પાછળથી બનેલા ગોઠયા અને મીત્ર મી૦ નવરોજજી ફરદુનજી એક શીક્ષક દાખલ જોડાયા હતા પણ હજી તો થોડી ઘણી કેળવણી લે નહી તેટલામા મામાજીએ જણાવયુ કે ધધામા પડો—કેળવણીથી શુ દલદર ફીટવાનુ છે ? એટલે

સોરાબજીએ જીદગી શુરૂ કીધી

ઓવ સીલોન કરીને એક વેપારી પેઢીની શાખા હતી ત્યા મી૦ ટેનર કરીને એક ઘણો દીલસોજ ટોપીવાળો હતો તેના હાથ નીચે એવણ રૂ૨૦ ના પગારે એક કલાર્ક બન્યા, પાછળથી એમનો ઇરાદો એવો થયો કે મારે સોલીસીટર બનવુ પણ તે વખતે દેશીઓને સોલીસીટર બનવા દેવામા આવતા નહોતા એટલે તે બન્યુ નહી એવામા એક બીજો દીલસોઝ ટોપીવાળો ડોકટર ડગ્લાસ કરીને વીલાયતથી હીંદ આવી પુગયો તેણે સોરાબજીને સોલીસીટર બનાવવા હા પાડી પણ તેવામા મેહરાબજી જીની મરકનટાઇલ બેંકમા ડેપયુટી એકાઉનટનટના ઓધાપર નીમાયા એટલે તે વીચાર માંડી વાળયો પણ આ મોટો ઓધો એક દેશીને પહેલવહેલોજ મળયો હતો એટલે યુરોપીઅનોએ ખળભળાટ મચાવયો. ને ઉપરથી બગાળી શેઠે તથા રાજીનામુ આપયુ અને કામાવાળાઓની પેઢીમા મચેરજી ફ્રામજી કામાના મદદનીશ દાખલ જોડાયા જયા એમને રૂ૫૦૦ નો દરમાયો મળતો પાછળથી તે છોડીને ગ્રેહામ કમ્પનીના બ્રોકર તરીકે એવણ જોડાયા આજે જેમ આ કપની વેપારવણજમા બહુ

ગ્રેહામ કપનીના બ્રોકર

આગળ પડેલી છે તેમ તે સોરાબજીના વખતમાબી હતી અને એવણ ૧૮૫૪ મા બે હીંદુ ભાઇઓ સાથે ગેરનટીડ બ્રોકર નીમાયા એ બે હીંદુઓ તે શેઠ વરજીવનદાસ માધવદાસ અને નરોતમદાસ માધવદાસ

હતા એઓ બને સોરાબજી શેઠ પર એટલુ યકીન રાખતા કે તેમની દરેક બાબતમાં સલાહ પુછતા અને જેમ તેઓ કહે તેમજ કરતા આ પેઢીએ બહુ સારૂ નાણુ પેદા કીધુ અને જ્યારે ૧૮૫૬–૬૬ મા શેર મેનયા જાગ્યો હતો ત્યારે તેઓ પરહેઝ રહયા હતા અને તેથી પડતી-માથી બચ્યા હતા પણ સોરાબજી પઇસાના બહુ લાલચુ નહોતા તેથી ધધાની સાથે સાથે કાઇક પેઢીઓના વરવાધા પડતા તો તે તેમજ કાઇ માલ મીલકત, દાવા દેણુ હોતુ તો તેમા પોતે વચે પડવાનો વખત તેમજ શકતી ફાજલ પાડતા અને મોટો ભોગ તેઓ પારડાને આપતા

**પહેલવહેલા લખાણો**

મી૦ સોરાબજી પોતે જનમથી સુધારાના હીમાયતી અને કોમના સાચા સેવક હતા અને તેથી જ્યારે પોતાની કમાણીના સાધનો દરોબસ્ત રીતે ગોઠવાયા ત્યારે કોમ સેવા અને દેશ સેવા બજાવવા અગ્થે તેઓએ તઇયારી દરશાવી ગુરૂઆતમા તેઓ "મુબઇ સમાચાર," "જામે જમશેદ" "જગતમીત્ર" નામના પત્રોમા લખતા અને તે લખાણો અકસર કરીને ચાલુ ચરચા સબધી હોવા ઉપરાત ધરમના અભયામને લગતા તેમજ પારસીઓની તવારીખ સબધી હોતા જે પાછળથી તેઓએ "ચુટી કાઢેલા લખાણો" ના આકારમા બે દફતરોમા છપાવયા હતા આગળ ચાલતા 'જગત પ્રેમી' નામનુ પત્ર એવણે કાઢવા માડયુ હતુ અને તેના લખાણો પારસીઓ ઉપરાન હીંદુ સમાજને લાગુ પડે એવા હતા એજ વેળાએ 'રાસ્ત ગોફતાર"નું પત્ર ઘણુ આગળ પડેલું હતુ અને તેમા સુધારાની નેમ ધરાવનારાઓ જેઓમા હીંદુ કરસનદાસ મુલજીનુ નામ આવે છે તેમજ પારસીઓ જેઓમા સોરાબજી શેઠનુ નામ આગળ પડતુ જણાય છે તેઓ ચાલુ લખાણો કરતા અને બગાલી શેઠે કેટલોક વખત આ પત્રનુ વડપણ વટીક ભાગવ્યુ હતુ.

વળી પોતે ઇનામી નીબધો લખતા કે જેમ કરતા એવણને કેટલાક ઈનામો વટીક મળ્યા હતા અને તે નિબધો એટલા અસરકારક થઇ પડતા કે તે ઉપરથી કેટલીક વહેવારૂ પારસી યોજનાઓ પણ કોમ તરફથી તઇયાર થવા પામતી, દાખલા તરીકે "જરથોસ્તી ધરમ પુસ્તકો"ના

નીબંધથી ખુદ સર જમશેદજી મદરેસાની સ્થાપના થઇ હતી, "ધરમગુરૂઓની માઠી હાલત સુધારવાના ઉપાયો"ના નીબધપરથી "મોબેદોની હાલત સુધારવાના ફંડ"ની સ્થાપના થઇ હતી એજ રીતે "રાહનુમાય સભામા" પણ એવણના નીબધોએ પારસી રીતરીવાજમા ઘણા ફેરફાર કરયા હતા

**પારસી ધારા બાધનારી મડળી**

જયારે પારસીઓ ધીમે ધીમે મુબઈ જેવા અગતયના વેપારી સ્થળે ઠરીઠામ થવા લાગ્યા ત્યારે તેઓની વસ્તીના મોટા ભાગ વચે એવો વીચાર પ્રગટ થવા લાગ્યો કે આપણને સારૂ એક મધયસ્થ કારોબારી મડળ જોઇએ અને એ રીતે ઘણા જુના વખતમા બનાજી લીમજીએ પચાયતની સ્થાપના કરી હતી આ સસ્થાના હાથમા પહેલા સત્તા ઘણી હતી, અને કોઇ વેળા તેનો ખોટો ઉપયોગબી થતો પણ જેમ જેમ તેના હાથમા નાણા આવતા ગયા તેમ તેમ તેની જોખમદારીઓ વધવા લાગી અને આપસઆપસમા કચવાટબી વધવા લાગ્યો પણ સઉથી વધારે મુસીબત નો એમ ઉભી હતી કે પારસીઓના ધારા કાયદા જેવુ તેઓ વચે કશુ હસ્તી ધરાવતુ નહી એથી જયારે પારસી હીસ્સા તેમજ માલ મીલકતની વહેચણી યા બીજી તરેહની આપલેનો વાધો ઉઠતો તયારે પચાયતનો જે કાયદો હોય તે મુજબ ચાલવુ પડતુ અને એ કાયદો જયારે એક યા બીજા પક્ષને નહી રૂચતો તયારે વરવાધા હદબાહેરના નડી પડતા તયારે એ ઉપરથી ૧૮૩૫ થી કોમના આગેવાનોએ પારસી કોમના ધારા ઘડવાનો બીકટ સવાલ ઉપાડયો એમા શેઠ સોરાબજીએ જે ખતીલો અને ભારે જેહેમતભરયો ભાગ ભજવયો હતો તે પારસી તવારીખમા સદાને માટે નોધાઇ રહેશે

**પારસી ધારાને લગતી જુમબેશ**

૧૮૬૫ સુધી પારસી ધારાની જુમબેશ ચાલી હતી તેની અગાઉ પારસીઓના સામાજીક બધારણ માટે કશુ ધોરણ નહી હતું અને જે કાઇ હતું તેમા મુબઇના પારસીઓ અને બાહેરગામના પારસીઓ વચે તફાવત જેવુ હતુ ૧૮૨૮ મા મી૰ બોરાડેઇલ કરીને એક ઘણો ભલો ટોપીવાળો

થઇ ગયો કે જે સીવીલીયન અમલદાર હતો તેણે સુરત અને મુબઇની પારસી અજુમનને પત્ર લખયો કે તમારામા કોરટની તારીમારી બહુ વધી પડી છે માટે સાથે મળીને કાઇ કાયદાકાનુન જેવુ જો તમો તમારામાજ તઇયાર કરશો તો સરકાર તે મુજબ અમલ કરવાને રાજી થશે, નહી તો કાયદાની હેવડીએ મુકદમાઓ ઘણા ચહડયા જશે અને કોમને ખરાબ લાગશે ૮ વરસ સુધી ઉપલાનો કશો જવાબ ફરી વળયો નહી પણ ૧૮૩૫ મા વારસાહીસ્સાને લગતો એક કુટુબમા બારીક કેસ ઉભો થયો, તે ઉપરથી જે ફેસલો અપાયો તે ઇંગ્રેજી ધોરણ મુજબ હોવાથી પારસીઓએ ધાગસભાને અરજી કરી એની ઘટતી અસર થઇ અને ખરૂ જોતા મી૦ બોરાડેઇલના સવાલનો જવાબ આપવા ૧૮૩૮ મા અજુમનની આખો ઉઘડી ૧૮૩૭ મા મીલકતને લગતો કાયદો પસાર થયા બાદ ૪ વરસ રહીને મી૦ બોરાડેઇલ લો કમીશનનો એક સભાસદ બનયો કે તેણે ફરીને પારસીઓના કાયદાને લગતો સવાલ હાથ ધરયો એ ઉપરાત એક બીજો દેશીઓનો ખેરખાહ સર અરસકીન પેરી જેહાઇ કોરટનો વડો જજ હતો તે પારસીઓની મદદે આવયો અને પારસીઓને તાકીદ કરી કે તમારે તમારા કાયદાઓનો ખરડો તઇયાર કરવો

**પારસી ધારાઓ માટે અજુમનની સભા**

એમ કરતા છેક ૧૮૫૫ મા ત્રણ હજાર ઉપરની સખયામા અજુમનના સભાસદો એકઠા મળયા તે વખતે જાણીતા પારસી રાજયદવારી નર મી૦ નવરોજજી ફરદુનજીએ શેઠ બગાળી સાથે આ સવાલમા વણો અગતયનો ભાગ ભજવયો હતો, તેવણે અજુમનને બધી સમજણ પાડી અને આયદે "પારસી લો એસાસીએશન" નામની મડળી હસ્તીમા આવી તેમાં દોઢસો સભાસદોની એક કારોબારી મડળી નેમવામા આવી, એના પહેલા પ્રમુખ મી૦ માણેકજી નશરવાનજી પીટીટ હતા જ્યારે મી૦ નવરોજજી ફરદુનજી અને મી૦ સોરાબજી બગાળી જોડયા સેક્રેટરીઓ તરીકે નેમાયા હતા આ વેળાએ બગાળી શેઠે લીધેલી જહેમતને લીધે પારસી ધારાઓએ કાઇક વહેવારૂ રૂપ ધરયુ અને મુબઇની કાઉનસીલમા તેને લગતુ બીલ રજુ થયુ આ ઉપરથી ૧૮૬૧ ના સાલની છેડે મુબઇ સરકારે એક

કમીશન નેમ્યુ અને તેની સનમુખ જુબાની રજુ કરવા લો એસોસીએશને જે જીવતોડ મહેનત કીધી હતી તેનો સઘળો બોજો શેઠ બ ગાળી અને શેઠ નવરોજજી ફરદુનજી ઉપર પડયો હતો આ બધી હોજાતોજી છેક ૧૮૬૫ સુધી લ બાઇ હતી અને તે લાબા અરસા દરમયાન લો એસે ગી-એશનને અનેક હાડમારીઓ વચ્ચે કામ લેવુ પડયુ હતુ, પણ આખરે સરકારે પારસીઓના રીતરીવાજ મુજબ તેમજ પારસીઓની ધારમીક અને સ સારીક લાગણીને અનુસરીને કાયદાઓ ઘડી કાઢયા તેમા મી૦ માણેકજી પીટીટ ઉપરાત મેસરસ ફરામજી નશરવાનજી પટેલ અને હીરજીભાઇ હોરમસજી શેઠનાએ બહુ તકલીફ લીધી હતી પણ બ ગાળી અને નવરોજજી ફરદુનજીનુ કામ અનુપમ હતું તેને માટે તેમજ બીજી સેવાઓના બદલામા સરકારે પીઠાણની ઇધાણી તરીકે સી આઇ ઇ નો એલ્કાબ વટીક આપયો હતો પારસી ધારા મ ડળના એવણ ગોયા આત્મા હતા અન તેની દશ વરસની હઇયાતી દરમયાન બ ગાળી શેઠે પોતાની જીદગીનો તેમજ શકતીનો મોટો ભોગ આપયો હતો કાઇક વેળાએ રીપોરટો તપાસવા પડતા, કાઉનસીલના સભાસદોની મુલાકાતો લેવી પડતી, કમીટીનોમા જબાની આપવી પડતી અને તે જબાનીઓનો મ ગ્રહ તઇયાર ગખવો પડતો, કાઇક પુરાતન ગ્રથોનો અભયાસ વટીક કરવો પડતો, પણ તેની કશીસી દરકાર કરયા વીના બ ગાળી શેઠે પોતાનુ કામ સર અામ ઉતારયુ હતુ

દરેક પ્રકારની અને દરેક વરગની કેળવણી માટે બ ગાળી શેઠ ઉલટ ધરાવતા અને તેથી જયારે ૧૮૮૨ મા સરકારે એજયુકેશન કમીશન નીમયુ હતુ તયારે તેમા એવણને ખાસ નોતરવામા આવયા હતા તથા

**કેળવણીના મહાન હીમાયતી**

એવણે હીદીવાનો માટે કેળવણીની સગવડ બાબે જે જુબાની આપી હતી તેથી સરકારપર બહુ અસર થવા પામી હતી પણ બ ગાળી શેઠ સ્ત્રી કેળવણીના જબરા હીમાયતી હતા વળી કેટલાક કેળવણી ખાતાના એવણ જીવતા આતમા સમાન હતા એલફીનસ્ટન સ્કુલ ફડમા એવણે મોટો ડીસ્સો આપયો હતો એલેકઝાનડર સ્કુલના કારોબારી મ ડળીપર હતા

શેઠ સોરાબજી બંગાળીની અગાઉના વખતમા સ્ત્રી કેળવણી જેવુ કાઇ ઝાઝુ પગભર થયુ નહોતુ આખા હીંદુસ્તાનમા વ઼ીક સ્ત્રીઓ માટેની કેળવણીના સાધનો નહી હતા એ તો એક વાત છે પણ સ્ત્રીઓને કેળવણી લેવા દેવામા આવતી નહોતી એ વધારે અગતયનુ છે પણ પારસીઓમા જેમ જેમ કેળવણીનો ફેલાવો થતો ગયો તેમ તેમ સ્ત્રીઓમામી કેળવણીનો એવી તરેહજ ફેલાવો થતો રહે એમ વધુ પસદ કરવાજોગ લાગવા માડયુ

**સ્ત્રી કેળવણીની પહેલાની હાલત**

સ્ત્રી કેળવણીના વાપયમા પહેલવહેલો ભાગ લેનારાઓમા જો કે દાદાભાઈ નવરોજી જેવા મહાન પુરૂષનુ નામ જોવામા આવે છે છતા દિશાએ એ પોતાનુ ખીસુ ધયાન દોરવીને બાળકીઓ માટે ખુદ કેળવણી ખાતુ ખોલી આપનારા અને એ રીતે સ્ત્રી કેળવણીને વહેવાર ગતી આપનારા કોઇજ નહી પણ મી૦ સોરાબજી શાપુરજી બંગાળી હતા એલફીનસ્ટન ઇનસ્ટીટયુશનનો વડો પ્રાનસીપલ પેટન એક ઘણો દીલસોઝ અને ઉતસાહી શીક્ષક હતો તેણે દાદાભાઈ નવરોજી અને બીજાઓની મદદથી "સ્ટુડટસ લીટરરી એડ સાયનટીફીક સોસાયટી" કાઢી અને તેણે સ્ત્રી કેળવણીનુ કામ વધુ પગભર કરવાનુ શરૂ કીધુ આ મડળીના સભાસદોમા એક બેહુગમજી ગાધી કરીને હતા તેવણે એક વખતે સ્ત્રી કેળવણી ઉપર જાહેર-નીબધ વાચયો અને સઘળાઓને અપીલ કરી કે બધાઓએ પોતાની દીકરીઓને કેળવવી આ પત્રની ઘટતી અસર થઇ અને ખરૂ જોતા "રાસ્ત ગોફતાર" પત્રની બે વરસ અગાઉ એટલે ૧૮૪૯ મા સ્ત્રી કેળવ-ણીનો પાયો મુબઇમા નખાયો સ્ટુડટસ નામાયટીની દેખરેખ હેઠળ જેમ જ્ઞાન પ્રસારક મડળી જેવી મડળીઓ ઉઘડી તેમ કેટલીક શાળાઓની સ્થપાઇ, એ છેલ્લા કામમા દાદાભાઇની સાથે સોરાબજી બંગાળીએ બહુ ઉપયોગી કામ બજાવયુ હતું

અગાઉ ઉચે ખાનદાનની સ્ત્રીઓ બહુ તો મજાર હીસાબ કરી જાણતી યા સહેજસાજ ગુજરાતીમા બે બોલ કાગળ લખી જાણતી. જરા વાચતા, લખતા કે હીસાબ કરતા આવડતુ તો જાણે મોટી ઉકમાઇ લેવામા આવતી પણ ધીમે ધીમે જેમ આપણા કેળવાયલા જવાનોની સખયા

વધતી ગઇ તેમ તેમ સ્ત્રીઓની છોકરીઓ માટે માગણીબી વધતી ગઇ. એટલે મજકુર "સીસોટીના પોરયાઓ"એ આ બીડુ ઝડપયુ અને તેમા તેઓ કેટલે મોટે ભાગે સફળ થયા તે હવે તવારીખીબીના તરીકે આપણી સનમુખ મોજુદ છે આ "પોરયાઓ" બાપડા પોતે કામકાજવાળા આદમીઓ એટલે સહવારના સાતથી દશ સુધીજ સ્ત્રીઓને કેળવણી આપવાનુ કામ કરવામા આવતુ તે વખતે હીંદી કાઉનસીલમા લૉ મેમબર તરીકે મી૦ ડ્રીંકવૉટર બેથયુન કરીને હતો તેણે કલકતા ખાતે એજ રીતે સ્ત્રી કેળવણીની શરૂઆત કરી હતી પણ પાછળથી તેની માફક ઉતમાહી કામ કરનારા નહી જડવાથી તે હીલચાલ પડી ભાગી હતી જ્યારે મુબઇની હીલચાલ તો ચાલુજ રહી હતી જ્યારે પારસી સ્ત્રીઓનુ ખાતુ પગભર થયુ તયારે હીંદુ અને મરાઠાભાઇઓ પણ મજકુર મડળીની દેખરેખ હેઠળ પોતાની શાળાઓ ખોલવા તતપર થયા અને એમ કરતા થોડા વખતમા જુદા જુદા લતાઓમા જુદી જુદી શાળાઓ હસ્તીમા આવી

**લોરડ ડેલહૌસીનો શેરો**

આ બધી સ્કુલો એટલી સરસ રીતે ચાલતી હતી કે ૧૮૫૧ મા જ્યારે લોરડ ડેલહૌસીની સરકારે એ વીષય ઉપર ટીકા આપી હતી તયારે તે વીશે જણાવયુ હતુ કે "The institution is an epoch in the history of education in the Bombay Presidency, from which, it is hoped, will in due time be traced the commencement of a rapid, marked and constant progress,"

**પારસી ગર્લ્સ સ્કુલ એસોસીએશનની સ્થાપના**

૧૮૫૭ ના સાલમા પારસીઓએ પોતાની બાળકીઓ માટે એક જુદીજ ગોઠવણ કરવાનો ઇરાદો કીધો અને સ્ટુડન્ટસ સોસાયટી હસ્તકની પારસી છોકરીઓ માટે પારસી ગરલસ સ્કુલ એસોસીએશન હસ્તીમા આણવામા આવી તેને પહેલો ટેકો આપનારાઓમા ફરામજી નશરવાનજી પટેલ, કામાવાળાઓ, નવરોજી ફરદુનજી,

વાડીયાવાળાઓ તેમજ માણેકજી નશરવાનજી પીટીટ હતા આ એસોસી-એશન મારફતે જે કેટલીક સ્કુલો હસ્તીમા આવી તેમા કોટ ખાતેની અને ચંદનવાડી ખાતેની એમ મળીને બેને વધુ પગભર કરવાની જરૂર જણાઇ

કોટમાં બંગાળી શાળા

તયારે શેઠ સોરાબજી શાપુરજી બંગાળી જેઓ એસોસીએશનની મેનેજીંગ કમીટીપર હતા તેઓએ સ્કુલ માટે કોટમા એક મકાન બંધાવવા રૂપીઆ ૬૫૦૦૦ એલાહેદા કાહાડયા અને પોતાના માતાજી બાઇ ભીખાઇજી શાપુરજી બંગાળીના નામથી તે મકાન બંધાવવાની ગોઠવણ કરી એમા સરકારની ૩૦ હજારની ગ્રાંટ ઉમેરવામા આવતા આકડો લગભગ એક લાખનો થઇ ગયો આ સ્કુલ મધયમ તેમજ ગરીબ પારસી કુટુંબોની બાળકીઓ માટે ગોયા આશીરવાદસમાન થઈ પડી છે અને વરસો થયા તેણે કોમની બાળકીઓ ઉપર જે અહેસાન કીધુ છે તેનો પુરેપુરો બદલો સોરાબજી બંગાળીને વાળી અપાશે નહી

શેર સટાનો પવન અને બંગાળી શેઠ

૧૮૬૫-૬૬ મા અમેરીકામા લડાઇ જાગવાથી રૂનો દુકાળ પડયો તેજ વખતે મુબઇ પ્રાતમા ખાસ કરીને પુશકળ રૂ ઉગયો હતો તયારે અત્રેના વેપારીઓને છક્કા પડયા. પુશકળ દોલત વધી પડી તયારે સટો ધમધોકાર ચાલ્યો અને તેમા કાઇક માતબર શેઠીયાઓ મારયા ગયા બંગાળી શેઠ ઘણા પ્રમાણીક હોવાથી પોતાનો હાથ એમા તેઓએ નાખ્યોજ નહી અને સામુ બોમ્બે બેંક કે જેણે પ્રેમચંદ રાયચંદ જેવા આઠંગ સટાબાજને નાણા ધીરયા હતાં તેમજ જેના મેનેજરે સટામા બેંકને હોમાવી હતી તેના સામે સખત પ્રોટેસ્ટ ઉઠાવીને તે વખતના ગવરનરપર તે પ્રોટેસ્ટ મોકલ્યો હતો પાછળથી એજ મેનેજરને મુબઇ છોડી ચાલી જવુ પડયુ હતું કારણ કે સટામા જેઓ પડી ભાગયા તેમની સાથે બોમ્બે બેંકને ભારે નુકસાન ગયુ હતું એવી રીતે સરકારી ખાતાઓમા પણ જો કોઇ કંઇકાણે ખોટારૂ જોતા તો બંગાળી શેઠ કોઇનો પણ ડર નહી રાખતા તેને જાહેર કરી દેતા

ઇરાનથી અત્રે આવયા બાદ જ્યારે આપણે હીદુ મુસલમાનો સાથે રહેવા લાગયા તયારે તેઓની કેટલીક ધારમીક

**રાહનુમાય માઝ દયસનાન સભા**

રસમો અને સાસારીક બુરી રીતીઓના છાટા આપણુને લાગવા માડયા આપણે આપણા સ્વચ્છ મઝહબમા વહેમી રસમો દાખલ થવા દીધી યાને કે હોળી દીવાળીપરના ધતીંગો તેમજ કુવાઓ અને કબરોની માનતાઓ વીગેરેમા આપણે પડયા ધરમના આવા બીગાડા સામે જો જીહહાદ ચલાવવામા આવે તો મઝ-દયસ્ની ધરમ સ્વચ્છ જળવાય એવી નેમથી ૧૮૫૨ મા રાહનુમાય માઝ-દયસ્નાન સભા સ્થાપવામા આવી એના પહેલા પરવરતાવનારાઓમા સોરાબજી બગાળી શેઠ એક હતા એ મડળે ભાષણો, છાપા તેમજ ચોપડી ચોપાનયાદ્વારા કોમને સીધે રસ્તે ઉતારવામા ઘણુક ભલુ કીધુ હતુ અને તેમા બગાળી શેઠનો સીધો હાથ હતો આ વેળા એમના ચુટી કાઢેલા લખાણોના દફતરો વાચવામા આવે તો તેઓમા મઝદયસ્ની મજહબનો કેટલો ઉચો અને તેને લગતો કેટલો ચોખો ખયાલ હતો તે આપણુને સહેજે માનુમ પડી આવશે સોરાબજી આ મડળીના સેક્રેટરી વરસો સુધી હતા અને જ્યારે મડળી તરફથી પહેલવહેલો ઇનામી રસાલો "જરથોસ્તી ધરમની શોધખોળ" સબધી માગવામા આવયો હતો તયારે બગાળી શેઠે તે લખયો હતો અને તેમને ૫૦૦ રૂપીઆનુ ઇનામ મળયુ હતુ તયાર પછી ધરમને લગતી વધુ શોધખોળના બીજ રોપાયા હતા, શરૂઆત ગોયા સોરાબજીએ અને તેમના સાથી નવરોજજી ફરદુનજીએ કીધી હતી તે વખતે જરથોસ્તી ધરમની શોધખોળ કરનારી મડળી-એમી જનમ લીધો હતો અને ગોયા કેટલાક અવસતાના અભયાસીઓ હસતીમા આવવા પામયા હતા, દાખલા તરીકે શેઠ સોરાબજી બગાળી એરવદ કાવસજી કાગા, દસતુર જામાસપજી, દસતુર હુશગજી, મી૦ ખુર-શેદજી રૂસતમજી કામા, મચેરજી વાચ્છા વીગેરે કેળવાયલા દસતુરોને લગતો સવાલ, જરથોસતી સ્કુલોમા ધારમીક કેળવણી આપવાને લગતો સવાલ, જુના દફતરોને સજીવન કરવાનો સવાલ, જરથોસતીપણુ જાળવી રાખવાને લગતો સવાલ વીગેરે તે બગાળી શેઠે પોતાના ઓઠયાઓ જોડે શરૂ કીધો હતો આજે તેનાં શુભ ફળો આવે છે તે આપણી નજરોનજર જોઇએ છીએ

આપણને રોશન છે કે આગલા વખતમા એટલે કે બહુ તો પચીસ પચાશ વરસ અગાઉથી દરેક કોમની સ્ત્રીઓ તેમ પારસીઓમા સ્ત્રીઓ સબધી કેટલાક જાપતાઓ હતા, એટલે કે સસાર સમાજમા તેઓ હાલ જેટલો આગળ પડતો ભાગ લઈ શકતી નહી એવી સ્થીતીમા જ્યારે તેઓનો બારીકમા બારીક વખત જે સુવાવડનો હોય છે તે આવતો યા સાધારણ બીમારીથી હોતી ત્યારે તેઓને તબીબી મદદ તરત મળતી નહી અને ઘણીકવાર રીબાવુ પડતુ હતુ જો મદદ તબીબોની હજુરમા જવુ પડતુ તો તેના કરતા તેઓ મરવાનુ વધુ પસદ કરતી તયારે સોરાબજીએ પોતાનો એક મીત્ર જે જયોરજ ફ્રીટીજ કરીને હતો તેની સાથે મળીને મુબઈ ખાતે પહેલવહેલી આ તબાબો લાવવાનુ બીડુ ઝડપયુ અને એવુ ઠરાવયું કે તેઓની દેખરેખ હેઠળ સ્ત્રીઓ માટેની એલાહેદી હોસપીટલ સ્થાપવી. આ ઉપરથી બને જણા મી૰ પેસતનજી હોરમસજી કામા જેઓ કામા ખાનદાનના નામીચા કુટુબી હતા તેઓને મળ્યા અને તેઓએ એ કામમા મદદ કરવા સારૂ લગભગ રૂપીઆ બે લાખની રકમ કાઢી આપી આ રીતે કામાની જાણીતી હોસપીટલ હસ્તીમા આવી કે જેનો લાભ અસખ્ય આદમીઓ એ લીધો છે વળી લેડી ડફરીન ફડની સ્થાપનામાથી સોરાબજી શેઠનોજ મુળ હાથ હતો

સ્ત્રીઓ માટેની હોસપીટલ

એજ રીતે જ્યારે સર તેહમુલજી ભીખાજી નરીમાનનુ સુવાવડખાતુ હસ્તીમા આવ્યુ ત્યારે તેમાથી બગાળી શેઠે પોતાનોજ ઉદાર અને મહેનતુ દસ્ત લબાવ્યો હતો કે જે વીના ઉપલુ ખાતુ કદાચજ હસ્તીમા આવી શકતે આજે પારસી બાઈઓ માટે એ ખાતું કેટલુ આશીરવાદરૂપી છે તે તેના આપણને મળતા અનુભવ ઉપરથી જણાય છે

૧૮૮૬ ના સાલમા સર તેમુલજીએ એક ખાનગી સભા બોલાવી હતી જેમા રૂપીઆ ૮૦૦૦૦ જેટલા ભરાયા પાછળથી ફંડ મોટુ થતુ ગયુ અને ૧૮૮૮ મા જ્યારે બીજી પારસીઓની જાહેર સભા બોલાવવામા આવી તેટલા સુધીમા કોમનો મત સુવાવડની જરૂર માટે તઈયાર થઇ રહયો હતો પણ એ બધામા બગાળી શેઠનો જુસ્સો ખરો કામ કરનારે

હતો કે જે વીના ફતેહને બારણે જવાતે કે કુમ એ શકમદ બીના હતી શરૂઆતથી ફડમાજ માત્ર નહી પણ વળી પોતાની સેવા મારફતે મી૦ બંગાળીએ આ ખાતાને ટેકવ્યુ હતુ અને જ્યારે ૧૮૯૩ મા સુવાવડ ખાતાનો પાયો નખાતો હતો ત્યારે મરહુમ ગુજર પામયા હતા જેથી કોમમા ભારે ગમગીની વ્યાપી રહી હતી.

એ ખાતા ઉપરાત જાફર સુલેમાન ડીસપેનસરી, કોટનુ ધરમનુ દવાખાનુ, બોમ્બે નેટીવ ડીસપેનસરી, કોલાબાનુ પાડે સેનીટેરીયમ, નારાક કોનવેલેસનટ હોમ, પંઢરપુર બાળકાશ્રમ વીગેરેના કારોબારમા તેમજ ફડમા સોરાબજી શેઠનો મુખ્ય હાથ હતો

સોરાબજી શેઠે માત્ર પારસી બાઇઓ માટેજ નહી પણ સરવે કોમની સ્ત્રીઓ માટે ઉપલા ભલા કામનો પાયો નાખયો છે જે માટે તેમના રૂહને હજારો આશીરવાદ હોજો

કોમ સેવા ઉપરાત દેશ સેવાનો મારગ સોરાબજી શેઠે સાધયો હતો

**રાજ્યદવારી સેવા.**

એ રીતે એવણ જસટીસ ઓવ ધી પીસ તરીકે જ્યારે નીમાયા હતા ત્યારે તે તરફથી કોરપોરેશનમા બીરાજ્યા હતા તે વખતે સર સેમોર ફીટઝ જેરલડ ગવરનર હતો અને કોરપોરેશનનો કમીશનર આરથર ક્રાફરડ હતો જેણે પોતાના લખલુટ ખરચથી કોરપોરેશનને બહુ ખોટમા મેલી દીધી હતી તેની સામે જુમબેશ ચલાવવામા નવરોજજી ફરદુનજી અને તેમના એક વખતના શીષ્ય પણ હવે ગોઠયા સોરાબજી બંગાળી હતા. ક્રાફરડના ભોપાળા ઓ બાહેર પાડવામા મરહુમે કાઇક આદમીઓનો ખોફ ખેચી લીધો હતો પણ તે સરવેની દરકાર કરયા વગર એવણે પુર ફતેહમદીથી પ્રજાસેવા બજાવી હતી એજ ગવરનરે એમને આ ઉપરથી કાઉનસીલમા લીધા હતા જ્યા તાડીના જાપતા સામે લડત ઉઠાવી હતી મીલ કામદારોને હદ ઉપરાત કામ આપવામા આવતુ હતુ અને આ કામના કલાકો બહુ વધારે હતા તેમજ દરમાયો બહુ કમતી હતો તો તેની સામે છેવટ સુધીની લડત ચલાવી અંતે ફેકટરી એકટ કમીશન હસતીમા લાવયા જ્યા એઓ મેમ્બર હતા તે સબંધી વીલાયતમા મીલ કામદારોના લાભના હીમાયતી

અરલ ઓવ શાફ્ટસબરી સાથે લાંબો પત્રવહેવાર ચલાવી વીલાયતની આલમનેબી ગરીબ હીંદીવાનોના લાભની લડતમા ખેચી હતી. શેઠ સોરાબજીની લડતના પરીણામે ઉમરાવોની સભાએ એક મતે એવો ઠરાવ કીધો હતો કે—

Her Majesty will be graciously pleased to instruct the Viceroy of india to take into immediate consideration the necessity of passing a law for regulating the labour of women and children in the mills and factories throughout the dominion in India

વીલાયતથી હાલ જેમ સુતરાઉ માલ આવે છે તેમ પહેલા અતયારથી વધુ આવતો સરકાર દેશી બનાવટોને ઉતેજન આપવાને બદલે વીલાયતી માલની જગાત કાઢી નાખવા લાગી ત્યારે દેશના ઉદયોગ હુનરની જાળવણી કરવા માટે સરકારની સામે થઇને વાઇસરાયને જાતે મળીને સમાધાની ભરયો ફડચો એમણે કીધો હતો

એજ રીતે દુકાળના અનેક વખતે બંગાલી શેઠે એક ખરા રાજદવારીને છાજતો ભાગ ભજવયો હતો

પણ સઉથી ધ્યાન ખેંચનારૂ તો એછે કે મુબઇની પ્રેસીડંસી એસોસીએશનની સ્થાપના કરવામા જે શખસોએ તારીફલાયક ભાગ ભજવયો હતો તેઓમા હીંદુ એસ્લામીઓ કરતા પારસીઓએ આગળ પડતો ભાગ લીધો હતો અને તેઓમા સોગબજી શાપુરજી બંગાલી એક હતા પોતે કાઇ પહેલા પ્રકારના બોલનારા યા લખનારા યા રાજ્યદવારી નહોતા તોબી એમની સેવાની એટલી અગત પડતી કે જ્યા સુધી તે મારફતે એમના જેવા જુસ્સા, પ્રમાણીકપણુ વીગેરે જેવા ઉંચ નઇતીક ગુણોની બહુ જરૂર પડતી ત્યારેજ તે વેળાના ઉધરતા જવાનોને રસ્તો મળતો અને ઉમરે પુગેલાઓને કામ કરવાના સાધનો મળતા વળી નવરોજી ફરદુનજી, કલકતાવાળા હરીશ્ચંદ્ર મુકરજી, કરસનદાસ મુળજી અને હેનરી ફોસેટ જેવા જાહેર નરોમાટે ફંડો ઉભા કરનારા બંગાલીજ હતા, કે જે

વીના આ મહાન પુરૂષોની યાદગારી વટીક આપણા વચે આજે જાવેદાન રહેત નહી નાણા જોઇએ તો તેઓ આપીને જાહેર જુસ્સાવાળા શખ્સોને મરહુમ બાહેર પાડતા તેમજ કેટલાક પ્રજાસેવા બજાવનારા પરકોમના મંડળોનેથી બંગાલીનોજ ટેકો હતો, દાખલા તરીકે હીંદુભાઇઓનુ "પુનરવીવાહ ઉતેજક મંડળ," "વીકટોરીયા નાટક મંડળી" વીગેરે

૧૮૮૫ ના સાલમા મુબંઇના કલેકટર જોન ગ્રાટના પ્રમુખપણા હેઠળ આબકારી કમીશન નેમવામા આવ્યુ હતુ ત્યારે તેમા જો કોઇબી દેશી સભાસદ હોય તો તે બંગાલી શેઠજ હતા. એ રીતે મુબંઇ યુનીવરસીટીના ફેલો તેમજ એલફીનસ્ટન એડયુકેશન ફંડના ટ્રસ્ટી પણ એઓજ એક દેશી દાખલ હતા

કોમનો એકબી સાચો સપુત હોય તો તે કોમનો સવક જ હોવો જોઇએ

**સોરાબજી શેઠની કોમસેવા**

સોરાબજી શેઠ કોમના સેવક તરીકે ત્રણો આગેવાન દરજજો ધરાવે છે, મુબંઇના તેમજ બાહેરગામના ધરમ ફંડો તેમજ પવીત્ર એબાદતગાહોના ફંડોમા બંગાલીએ પોતાના નાણાનો મોટો હીસ્સો આપ્યો હતો ૧૮૬૪ મા કલકતે જઇને ત્યાના જરથોસ્તીઓ માટે જરથોસ્તી ધરમના ફંડની ગોથા સ્થાપના એઓએજ કીધી હતી પહેલાના શેઠીયાઓને બારણે હમદાનો જતા તો તેઓની દરેક હાજતો તેઓ પુરી પડેલીજ જોતા તેવાઓમાના બંગાના શેઠ એક હતા કોમસેવા બજાવતા બેશક, કોમનો કેટલોક ખોફબી નફામા વહોરી લીધો હતો દાખલા તરીકે રાજાબાઇ ટાવર કેસમા પણ તેની તેઓએ પરવાહ કીધી નહોતી મરતી વખતના તેમના બોલો એ હતા કે "મે હાર નથી ખાધી જીત મેળવી છે"—Victory not defeat"–મરણ બાદ એમના વીરોધીઓબી એમની સ્તુતી કરના ૧૮૫૦ થી ૧૮૭૩ સુધીની કોઇબી એવી પારસી હીલચાલ નહી હશે કે જેમા બંગાલી શેઠે મોટો હીસ્સો નહી લીધો હોય, ધારા બાધનારી મંડળી, રાહનુમાય મંડળી વીગેરે બાબે ઉપર આપણે જોઇ ગયા છીએ બીજી બીનાઓમા એ છે કે પારસી વેસ્યાઓ ઉપર આક્રોશ મુકવા માટે ૧૮૭૧ મા અન્જુમનની સભાની રાહબરી એઓએ લીધી હતી અને કોમમા એક જીવતી બઇરી ઉપર બીજી બઇરી કરતા તેની સામે પ્રોટેસ્ટ ઉઠાવનારા

એવણુના વખતમા એવણુ હતા ૧૮૭૩ મા ડુ ગર વાડીનુ હુલ્લડ જોગયુ તેમા પારસીઓને સહન કરવુ પડયુ હતુ તે વખતે સરકાર સામે સખત જુમબેશમા ઉતરીને પારસીઓને રક્ષણુ અપાવનારા બ ગાલી શેઠ હતા એમ કરતા સરકારે મી૰ ઓમાની નામના અમલદારથી દોરવાઇ જઇને પારસીઓ ઉપર હુમલાઓ કીધા હતા ત્યારે તેમને ખુલ્લા પાડીને પારસીઓનો મજબુત બચાવ કરનાર એવણુજ હતા વળી તે વખતના પોલીસ કમીશનર મી૰ ફ્રેનક સાઉટરે પારસીઓપર નહી છાજતી અને અઘટીત ટીકાઓ કીધી હતી તે સામે સર ફીરોઝશાહ જેવા ઉધરતા જવાનની મદદ મહીત બ ગાલી શેઠે તેની સખત ખબર લીધી હતી એજ રીતે પારસી પ ચાયતની કેટલીક આપખુદી ફ કા બનાજીના મરણ બાદ ચાલુ હતી તેને તોડનાર બ ગાલી શેઠ એક હતા

**સોરાબજીના માન-મા મળેલી સભા**

સોરાબજી શેઠ ૧૮૯૩ના એપ્રેલ મામમા ગુજર્યા પોતે કોટમા રહેતા હતા અને તત્યાજ બહેસ્તનશીન થયા તેવીજ કોટની બધી જાહેર આફીસો, તેમજ સ્કુલો વીગેરે સરકારી ખાતાઓ અને બજારો તે મરહુમના માનમા બ ધ કરવામા આવી હતી એમની પાયદસ્ત વેળાએ થયલા દમામદાર દેખાવનું અત્રે દાસ્તાન કરવાની જગ્યા નથી, પણ જેઓએ તે નજરે જોયો છે તેઓ આજેબી સોહરાબજી શેઠની મહાનતાની મધુર યાદ કરે છે હીંદુ મુસલમાન અને અ ગ્રેજો વટીકે તે પાયદસ્તમા ભાગ લીધો હતો અને એક મોટા અમલદાર તરીકેનુ ગ ભીર માન તેમને મળ્યુ હતુ

તરતજ તે વખતે જેમસ ડગલાસ કરીને મુબઇના શેરીફ હતા તેઓ ઉપર બસો જાણીતા શહેરીઓની સહી સાથનુ રેકવીઝીશન રવાના કરવામા આવ્યુ અને ૧૭ મી એપ્રેલે તેમણે એક જાહેર સભા બોલાવી જેમા મરહુમના ગુણોના વખાણુ કરવામા આવ્યા હતા સભાનુ પ્રમુખ સ્થાન સર જમશેદજી જીજીભાઇને આપવામા આવ્યુ હતું જયારે સભામા ઠરાવો મુકનારાઓમા ઘણુાખરા યુરોપીઅનો હતા જે ધ્યાન ખેચનારૂ છે પહેલા મી૰ કીત્રીજે વખાણુ કીધા અને મરહુમનો શોક દરશાવ-

નારો ઠરાવ મેલ્યો જેને ડોકટર ટોમસ બલેનીએ ટેકો આપ્યો અને ડેકટર આર હેમીલટને વધુ ટેકો આપ્યો બીજો ઠરાવ તે વખતના મ્યુનીસીપલ કમીશનર મી૦ એકવરથે મુકયો હતો જેને રેવરડ ડો૦ મેકીકન જેવાએ ટેકો આપ્યો હતો પછી એક વધુ ઠરાવ ડો૦ મીસ પીચીશીપસેને મુકયો હતો જેમના કામની નાદર પીછાણ કરનારા તેમજ તેમની હોસ્પીટલને બાહેર પાડનાર સોહરાબજી શેઠ હતા

એ ઉપરાત દરેક ખાતાઓ દાખલા તરીકે કોમી મ ડળો તેમજ જાહેર પ્રજાકીય મ ડળો તેમજ સરકારી ખાતાઓએ મરહુમની સેવાની ભારે પીછાણ કરનારા ઠરાવો પસાર કીધા હતા

**સોરાબજી શેઠની સાદાઈ એક નમુનેદાર શેઠીયો**

જેઓને આપણે શેઠીયા તરીકે ઓળખ્યે છીએ અને જેઓ ટુ ક પુ જીમાથી પોતાને પઈસાદાર બનાવી શકયા હતા અને કોમની પરવરેશી કરવામા હમેશા આગળ પડતો ભાગ ભજવતા હતા, જેઓ ધરમચુસત, દીન યકીન, અને પાકીઝગી જાળવનારા હતા, જેઓ કોમની રાહબરી કરનારા હતા તેવા શેઠીયાઓમાના એક સોરાબજી શાપુરજી બ ગાળી હતા. ખાવે પીવે બહુ સાદા હતા, પહેરવે ઓઢવે વધુ સાદા હતા, પાજની ઇજાર અને કસની ડગલી પહેરતા બે ઘોડાની ગાડીમા ફરનારા નહોતા જોકે તેમ જો ચાહયુ હોત તો તેઓ કરી શકતે પણુ માતબર હોવા છતા નમાણા, સાલેસ અને નેક ખસલતના નેક પુરૂશ હતા પ્રમાણીકપણે કમાણી કરી દઉલતનો ગ જ જમાવી તેમાથી ગરીબોને દાન આપ્યુ હતું તેમની ખાનગી સખાવતો હજારોથી આ કાય છે મધ્યમ વર્ગના અને ગરીબોના તેઓ દીલસોજ અને પરવર હતા

## મી૦ કેખુશરો નવરોજી કાબરાજી.

**કેખશરૂ કાબરાજીની મોટાઈ**

પારસી કોમમાં જે આગેવાન પુરૂષો થઇ ગયા છે તેઓમાના ઘણા ખરા ધ ધાધાપામા, વેપારવણજમા, ઉદ્યોગ હુનરમા અને રાજદ્વારી સુધારા વધારા કરવામા આગળ પડેલા હતા પણ એક કોમની જાહોજલાલી યા મોટાઇ માત્ર તેજ ગુણો ધરાવતા મહાન પુરૂષોની હસ્તીથી બની શકતી નથી સાથે સાથે

બીજા સદ્દગુણો જેવા કે સંસારમા સુધારા વધારા કરવાને લગતા ગુણો, કોમમા સારા આચારવીચારનો ફેલાવો કરવાને લગતા ગુણો અને દરેક રીતે કોમની નઇતીક અને માનસીક બેહેતરી થાય તે માટેના પ્રયત્નો ઉપાડવાના ગુણો વીગેરે મી જોઇએ છીએ ખુદાની મેહરથી પારસી કોમમા જેમ માલેતુજાર નરો જન્મ પામ્યા હતા, જેમ હાતેમ દીલથી સખાવત કરનાર શખસોએ જન્મ લીધો હતો તેમ વળી બીજા હાથપર સારા સુધારા વધારા કરનારા સુધારકોએબી જન્મ લીધો હતો કે જેઓએ પોતાના નાણાના જોરથી નહી પણ પોતાના બુધીબળથી પોતાના કોમા બીમાની ઉતસાહ અને પોતાના તીવર લખાણો યા ભાશણોના બળથી પોતાની કોમની ચહડતામા ચડતી સેવા બજાવી હતી બેશક આ પ્રકારની સેવા એવી છે કે તેમા જુમેદારી તે સેવકના માથાપર વીશેશ રહે છે અને તેથી કોમની ભારે તાનાજાનીના મોજા હેઠળથી તે સેવકને પસાર થવુ પડે છે તેઓને માત્ર માલ યા નાણા આપીને સેવા બજાવવાનુ નથી હોતુ પણ વધુમા તેમને પોતાના અંગતના વીચારો પોતાની મગજશક્તીનુ બળ પોતાના પવીત્ર અને નેક આતમાનો જોશ એક ભોગ દાખલ આપવો પડે છે જે નાણાના ભોગ કરતા સેકડો દરજ્જે વધારે હોઇ શકે છે એવી સેવા બજાવનારાઓની પીછાણ કોમ કે દુનયા જવલેજ કરે છે જો કે તેઓ કરોડોનુ નાણુ અરપણ કરી જનારા કરતા કોમની ભવીશની બનાવટમા મોટો અને અગત્યનો ભાગ ભજવ્યો છે તેઓ તે કોમના આતમાની ઉનતી કરનાર છે તેઓ તેના મનના બળનુ બંધારણ કરનારા છે અને તેઓ તેના ભવીશ્યનો રાહ દર્શાવનારા ખરા સેતારારૂપ છે એવા સુધારકોમા કેખશરૂ કાબ્રાજીનુ મોતેબર નામ આપણી કોમમા એક આગેવાન દરજ્જો ધરાવે છે અને હીંદી કોમોમા સુધારકોની સફમા એક માન ભરેલી જગ્યા રોકે છે સુધારક દાખલ તેઓએ આપણી કોમમા જન્મ લીધો હતો, સુધારક તરીકે તેઓએ કોમને મોટા ફાયદાઓ કરી આપ્યા હતા, પણ તે કોમમા એમને ભારે મુશ્કેલીઓ વચેથી પસાર થવુ પડયુ હતુ તેની જેઓએ કશી દરકાર કરી નહોતી પોતાના યકીનને સાચા નીવડીને એઓએ પોતાની બુધી અને અંતકરણ કહે અને દોરવે તેમ પોતાના સેવારૂપી કામો બજાવ્યા હતા તેમની હઇયાતી દરમ્યાન

કોમે તેમની ઘટતી પ્રશંસા કરી નહોતી પણ તેઓ પારસીના પારસી હતા અને જરથોસ્તી તરીકે જીવ્યા હતા તેમજ જરથોશતના મઝહબી ફરમાન મુજબ જરથોસ્તી કોમની પર વરેશી કરવામા કશી કચાસ રાખી નહોતી, અને તેથીજ તેમના મરણ બાદ પારસી કોમ માનવા લાગી હતી કે તેઓ વચેથી એક આગેવાન પુરૂષ ગુમ થયો હતો કે જેની રોશનીવાલી રાહબરીની ગેરહાજરીમા કોમને કેટલુક સહન કરવુ પડયુ હતુ

કાબરાજીનુ ખાનદાન

આપણી કોમમા અટક જેવુ પહેલા ઇરાન ખાતે જે હતુ તે માત્ર ધંધો-ધાપો ઓળખાવવા માટે યા જે ગામમા જન્મ લીધો હોય તેની ઓલખ આપવા માટેનુ હતુ, એટલે હીદુસ્તાન આવ્યા બાદ આપણી અટક જેવુ રાખ્યુ નહતુ એથી જ્યારે અટક અત્રે પાડવામા આવી ત્યારે ઘણુ કરીને લોકોનો પેહેરવેશ યા રીતભાત યા એવા બીજા કોઇ સબંધને આધારે તે પાડવામા આવતી રહી હતી એ રીતે કાબ્રાની અટક એમના એક ખાનદાની કાબ્રા ઉપરથી પડી હતી, કારણ કે તેમના શરીરનો રંગ તેના પ્રકારનો હતો

એમના વડવાઓ જાણીતા વાહાણ બાધનારા લવજી વાહડયાના ખાનદાન સાથે વેપાર વણજના ગાઢથી જોડાયલા હતા એટલે લવજી વાહાડયા સાથે સુરતથી તેઓ મુબઇ ખાતે આવી વસ્યા હતા વળી કેખશરૂના એક વડીલ દારૂનો ઇજારો પણ ધરાવતા હતા પણ કેખશરૂમા જોતા એવણના બાવાનુ ખમીર ઉતરયુ હતુ કે જેઓએ કુટુમમા પેહેલવેહેલો છાપાના ઉદ્યોગ સાથે જોડાણ કીધુ હતુ કે જેમાથી કેખશરૂએ થોડુ ઘણુ ધન દોલત મેળવ્યુ હતુ તેમ વળી જબરી નામના પણ મેળવી હતી

નવરોજી ગેઝેટની ઓળખ

કેખશરૂના પીતા તે નવરોજી હોરમસજી કાબ્રાજી કેહેવાતા એવણે પેહેલવહેલા પ્રીંટર તરીકે પોતાનો ધંધો શરૂ કીધો હતો અને "જેનટલ મેનસ ગેઝેટ," જે પાછળથી થયુ "બોમ્બે ગેઝેટ" "બોમ્બે ટાઇમ્સ" વીગેરેમા હેડ પ્રીંટરો હતા ૧૮૫૦ મા તેઓએ દફતર આશકાર પ્રેસ પોતાને કબજે લઇ લીધુ હતુ પાછળથી "ચીત્ર જ્ઞાન દરપણ" નામનુ એક

વરતમાનપત્ર નીકળતુ હતુ તેનો કબજો એવણે લીધો હતો અને છુટી છુટી વેળાએ છુટા છુટા પત્રો કહાડીને તેને કોઇ થોડીવાર તો લાબીવાર સુધી એવણે પરવરતાવ્યાં હતા. પાછળથી જ્યારે માહારાજ લાઇબલ કેસ ચાલતો હતો તે વેળાએ નવરોજીએ પોતાના "બાગે નસીહત" નામના અઠવાડીક પત્રમા મહારાજો માટે અમુક લખાણુ કીધુ હતુ જેથી એવણુ સામે ફરીયાદી નોધાઇ હતી પરીણામમા નવરોજીને નાદારી કોરટનો આસરો લેવો પડયો એજ વખતે કેખશરૂ પોતાના બાપની ચઢતીપડતી કારકીરદીનો બારીક અભ્યાસ કરી રહયા હતા અને જે કડવો અનુભવ તેમને ભોગવવો પડયો હતો તેમાથી ઉતપન થનારા મીઠા પરીણામો મેળવવા તેઓ ભાગ્યશાળી નીવડયા હતા

**કેખશરૂનો જનમ અને કેળવણી**

કેખશરૂના પીતાએ જેમ લીલીસુકી ચાખી હતી તેમ વળી એવણુના માતાજી મેહેરબાઈ ગઝદરેબી પોતાના ખાવીદ સાથે થોડા જીદગીના ફટકા ખમ્યા ન હતા પણ તેઓમા માહિત્યનો શોખ અને ચાહ હોવાથી તેમાથી તેઓ મોજભરી રાહાત મેળવી શકતા હતા પોતાના દીકરાની માનભરી કારકીરદી જોવાને એવણુ લાબો વખત જીવ્યા હતા કેખુશરો ૧૮૪૨ મા આગસ્ટની ૨૧ મી તારીખે જનમ્યા હતા એવણુનો જનમ કોટમા થયો હતો, અને ગોલવાડની ગલીમા ચાલતી મેહેતાજી મુરલીધર પાસે ક, ખ, ગ શીખયા હતા ત્યાર બાદ વધુ શીખવાને સરની સ્કુલમા દાખલ થયા હતા અહીંયા કાઇ ચાર પાચ ચોપડી એઓ શીખયા હતા પણુ એવણુની ખાસ કેળવણી પ્રેસને લગતા કામમા રોકાયા બાદ શરૂ થવા પામી હતી એવણુને છેક બાળપણુથીજ પેપરોમા લખવાનો ભારે શોખ હતો શરૂઆતમા નાના કાવ્યો કે ટુકા નીબધો લખતા અને સસાર યા સાહિત્ય સબધી ચરચાપત્રો લખતા હતા હજી તો એવણુ સ્કુલમા શીખતા હતા તેજ વખતે તેના વડા ડા૦ ફ્રેઝરે એવણુને તે વખતે નીકળતા અઠવાડીક પત્ર "પારસી મીત્ર" ના કાબરાજને અધીપતી નેમ્યા હતા જાણુવા જોગ થઇ પડશે કે ડા૦ ફ્રેઝર પોતે પોતાની દેખરેખ હેઠળ આ પત્ર પવરતાવતા હતા, અને જ્યારે

કાબરાજીને અધીપતી દાખલ નેમયા ત્યારે તેવણુને રૂપીઆ ચાર એ કામ માટે આપતા કીધા હતા એ વખતે કાબ્રાજીની ઉમર બહુ તો ૧૫ એક વરસની હશે આ વખતે કેખશરૂની હાડમારી ભારે હતી પેહેલા તો ઘેરની ગરીબાઇ અને બીજુ તો પીતાની મુશકેલી—આ બે વસ્તુથી એવણુપર ગરીબાઇનો કાતીલ સીતમ વરસવા લાગ્યો એજ ગરીબાઇએ એવણુંને ભવીશયની નવલકથાના રસદાર પ્લોટો શીખવ્યા હતા સંસારના દુ:ખ માથી સુખને મારગે કેમ જવાય છે એ એવણે પોતાની નવલકથામા વારવાર ચીતારયું છે, અને તે પાઠ એવણ અતયારે શીખયા હતા

મોટાઇને શીખરે ચઢેલાઓ ગરીબાઇની તળેટીમાથીજ ઉછરયા હતા

**"જામે-જમશેદ" મા રીપોરટર**

એ સીધાત જો બરાબર સમજી શકાતુ હોય તો તે કેખુશરો કાબ્રાજીની જીદગીપરથી આપણુને માલમ પડી શકે છે એવણુના પીતા છાપાની લાઇનમા હતા તેથી જ્યારે એવણે સ્કુલ છોડી ત્યારે કુદરતી રીતે છાપામાજ નોકરીએ લાગવાનો ઠરાવ કીધો, અને અત્યાર સુધીમા પોતે જુદા જુદા પત્રોમા લખાણો કીધા હતા, "જામે-જમશેદ" પત્ર અવલથીજ પારસીઓનો વીશ્વાસ જીતી શકયુ હતુ તેમજ "જામે-જમશેદ' પારસી ઓનું બળવાન વાજીત્ર હતું ત્યારે એવણુના પીતાના મીત્રોએ એમને "જામે" મા નોકરીએ લગાડવા સુચવ્યુ અને જોકે નવરોજજીનો અનુભવ કડવો હોવાથી તેઓ એ વીચાર ની સામે થયા તોબી આય દે એમની છાપાની સરજત "જામે" થી શરૂ થઇ તે વખતે "રાસ્ત ગોફ્તાર" કે જેમની સાથે કાબ્રાજીનુ જોડાણ મરણ પરયત રહયુ હતું તે બહુ તો નવેક વરસનુ બાળક હતું. "જામે" ના તે વખતના અધીપતી મી૦ સોરાબજી મનચેરજી જાલ કરીને હતા

હાલમા તો લગન સહવારેજ્ઞી થવા લાગયા છે, પણ પહેલા તો એવો

**રીપોરટરપરથી અધીપતી**

ધારો હતો કે દરેક કીયાકામ સાજેજ થાય, બહુ તો નવજોત સહવારે કરવા દેવામા આવતી પણ કામાવાળાઓ સુધારામા આગળ વધેલા હોવાથી તેઓએ એક લગન સહવારે કીધુ "રાસ્ત ગોફ્તાર" ની સરદારી તે વખતે

પ્રખ્યાત નવરોજજી ફરદુનજી અને સોરાબજી બંગાલીને હસ્તક હતી તે પત્રે તો આ ફેરફારને આવકાર આપ્યો, પણ સાથે સાથે "જામે" એ પણ તેને ટેકો આપયો આથી મી૦ જાલ અધીપતી ટ્રસ્ટી સાહેબોની ખફગીમા આવી પડયા અને નોકરી છોડી દીધી ટ્રસ્ટી સાહેબોએ મી૦ કાબ્રાજીને રૂ ૪૦ ) ના દરમાયા સહીત "જામે" ના અધીપતી તરીકે નેમયા તે વખતે કાબ્રાજીની ઉમર બહુ તો ૧૭ વરસની હતી

**'જામે" અને "રાસ્ત ગોફતાર" વચ્ચે વીરોધ**

"રાસ્ત ગોફતાર" મા સુધારાવાળા લખાણુ કરનાર પ્રખ્યાત બંગાલી શેઠ હતા જેઓ બહુ તેજી અને ગરમ લખાણોબી કરતા બીજી બાજુથી કાબ્રાજી ટ્રસ્ટી સાહેબોની જે હુકમી નીચે જુના વીચારોનેજ પકડી રહી પોતાની તેજી કલમ ચલાવે એમ કરતા એક વખતે બંગાલી શેઠે આ છોકરવન અધીપતીની સખત ખબર લેતા જણાવ્યુ હતુ કે "આ લુચ્ચો છોકરો, જેને કશુ લખતા આવડતુ નથી, તેની મી૦ સોરાબજી જાલ પછી એ પત્રના અધીપતી દાખલ ગોલામગીરીની તોક ગળે ઓળવી છે" એમ કરતા કાબ્રાજી ચારેક વરસ સુધી 'જામે" ના અધીપતીની ખુરસીએ બીરાજમાન થઇ રહયા પણ કાબ્રાજીના વીચારો બાતેનમા તો સુધારાવાળાઓની તરફજ ઢળેલા હતા એટલે "જામે' અને "રાસ્ત" વચે બોલાચાલી થાય તોબી એવણુની લાગણી "રાસ્ત" ગોફતાર તરફ વધુ ખેચાતી

**સોરાબજી બંગાલી સાથે ઓળખ**

જ્યારે "જામે" મા પોતાના અંગત વીચારો બાજુએ મેલી દઇને એવણુને લખવુ પડતુ હતું ત્યારે એક વખતે ખેતવાડી ખાતે " જ્ઞાન વરધક સભા " ની દેખરેખ હેઠળ એવણે એક ભાષણુ સ્ત્રી સમાજ ઉપર આપ્યુ ત્યા જાણીતા વણીકે સુધારક કરસનદાસ મુળજી હાજર હતા પારસી સુધારકોમા બંગાલી શેઠ જેવા વીર નરો હતા ભાષણુ પુરૂ થયા બાદ કરસનદાસની સાથે કાબ્રાજીને ઓળખાણુ પડી અને પરીણામમા કાબ્રાજીને "રાસ્ત" ઉપર રૂપીઆ ૫૦ ના પગારે લાવવામા આવ્યા જે દીવસને તેઓ પોતા માટે બહુ ભાગ્યશાળીજ લેખે છે, કારણુકે ૧૮૬૨ થી ૧૯૦૪ સુધીના ૪૨ વરસ દરમ્યાન કાબ્રાજીએ "રાસ્ત ગોફતાર" ને વધારયુ કે જેવી

એવા કોઈ બીજા લખનારે કોઇ બીજા પત્રમા ભાગ્યેજ બનતી હશે મોરાબની સાથે જ્યારે કાબ્રાજીને ઓળખાણ પડી ત્યારે તેઓ કાબ્રાજી એક ચુસ્ત સુધારક હોવા છતા પોતાના વીચારોને દબાવવાનેજ તેમને લખવુ પડતુ હતુ એમ તેમને વીચાર આવ્યો ત્યારેજ તેઓએ અગાઉ કરેલી ટીકા ખોટી હતી તે સમજી શકયા હતા

જ્યારે " રાસ્ત ગોફતાર " ની જુબીલી ઉજવવામા આવી હતી ત્યારે સ્થાનીક "ટાઇમ્સ ઓફ ઇન્ડીયા" મા લખવામા આવ્યુ હતુ કે To describe Mr Kabraji's connection with "Rast Goftar" for well nigh forty years is to write the political, social, religious and economic history of the Parsees during that period' આ રીતે ત્યારે "રાસ્ત ગોફતાર" ની એક ઉડતી તપાસ લેવાની જરૂર રહે છે જ્યારે પારસીઓમા દાદાભાઇ નવરોજજી, નવરોજજી ફરદુનજી, મોરાબજી બંગાલી, માણેકજી ખરશેદજી વીગેરે જેવા બાહોશ સુધારકો પેદા પડયા ત્યારે તેમને એવો વીચાર સુઝયો કે પારસીઓને જીંદગીના એવા મારગે દોળવવા કે જેથી તેઓ જમાનાને બરના થાય એટલુજ નહી પણ હીંદુ અને એસલામી કોમો સાથના તેમના વસવાટને લીધે તેઓમા જે ખોટી રાહરસમો પેવસ થઈ ગઈ છે તેમાથી તેઓ પરહીઝ થવા પામે અને ચોખ્ખી માઝદયસ્ની જીવન ગાળે આ વીચારને અનુસરીને તેઓએ " રાહનુમાય માઝદયસનાન સભા" નામનું એક મંડળ કાઢયુ અને બીજુ "રાસ્ત ગોફતાર" પત્ર શરૂ કીધુ ૧૮૫૧ મા આ રીતે "રાસ્ત ગોફતાર" પત્ર દેખાવ દેતુ થયુ ત્યાર બાદ તે સુધારાવાળાઓનુ વાજીત્ર તરીકેજ લેખાતુ ત્યા શરૂઆતમા મોટા મોટા પારસીઓ લખનારા તરીકે થઇ ગયા હતા સાજને સમયેવળી "દફતર આશકારા પ્રેસ" કે જ્યા આગળ "રાસ્ત" નીકળતુ હતુ ત્યાં મોટા અભ્યાસીઓ અને સુધારકોની બેઠક ભરાતી અને તરેહવાર સવાલોપર ચરચા ચાલતી એમ કરતા "રાસ્ત ગોફતાર" મા પારસી સવાલો ઉપરાંત હીંદુ એસલામી સુધારાના વીચારોબી ચરચાવા લાગ્યા અને પાછળથી કરસનદાસ મુળજી જેઓ હીંદુ સુધારકમ

રાસ્ત ગોફતાર અને કાબ્રાજી

નામીચી પદવી ધરાવે છે તેઓ આ પત્રના અધીપતી બન્યા અને એક કુદુ પત્ર પોતે પ્રવરતાવવા લાગ્યા હતા નામે "સત્ય પ્રકાશ" પછવાડેથી આ બને પત્ર જોડાઇ ગયા હતા અને કાબ્રાજી અને કરસનદાસ મોટી મોટી જુમબેસોના બોજા હેઠળથી પસાર થઇ ગયા હતા કાબ્રાજીનુ લોહી "રાસ્ત" ની રગેરગમા એટલુ બધુ પેવસ થઇ ગયુ હતુ કે એક ઠેકાણે દરોબસ્ત લખાણુ કરવામા આવ્યુ છે કે "રાસ્ત ગોફતાર" ને કાબ્રાજી જેવો સુકાની જોઇતો હતો અને કાબ્રાજીને "રાસ્ત ગોફતાર" જેવુ પત્ર જોઇતુ હતુ બનેની નેમ સારી હતી અને તેથી બનેના હકમા લાભ થયો "રાસ્ત ગોફતાર" મી૦ સોરાબજી બગાલી અને મી૦ કરસનદાસ મુળજીના હાથ તળે પકાવા લાગ્યુ હતુ, પણ મી૦ કેખશરૂ કાબ્રાજીના હાથ તળે તે પોતાની ઉંચામા ઉંચી પકતીએ પહોચવા પામ્યુ અને આખા હીંદુસ્તાનમા તે જાણીતુ થયુ તે પહેલા દરજાનુ બન્યુ તેનુ માન મી૦ કાબ્રાજીની કલમને ઘટે છે પોતે મરણ પામ્યા ત્યાસુધી આ પત્રમા તેઓએ લખ્યુ હતુ અને સસારી ઉપરાત મ્યુનીસીપલ, રાજદવારી વીગેરે સવાલોને મધ્યમ પ્રકારની રાજ્યનીની અનુસારે તેઓએ ચરવાવ્યા હતા

**કાબ્રાજી અને સસાર સુધારો**

સસારની અદર મધ્યમ પાયે સુધારો કરવાનો જે પારસીઓને પહેલવહેલો વીચાર સુઝયો હતો તેઓમા કેખુશરો કાબ્રાજીનું નામ બહુ આગળ પડતા તરીકે આવી શકે છે કારણ કે તેઓએ સુધારાનો માગ સુચવયો હતો એટલુજ નહી પણ તે પોતે અમલમા મુકીને પુરવારમી કરી આપયુ હતુ સમાજનો સુધારો કરવા પહેલા દરેકે પોતાના ઘેરમા પહેલા સુધારો કરવો જરૂરનો છે અને તે સુધારાનો નીયમ એવો હોવો જોઇએ કે ઘરમાથી સદગુણ, સુખ અને સતોષનો નાશ થાય નહી તે માટે ઘરમા ધરમ અને નીતી અને ચુસ્ત પારસીપણાપર એકીન દાખલ થવુ જોઇએ છે આ સરવેનો પાયો કેળવણી છે અને તેમા માત્ર મરદોજ નહી પણ ઓઓએબી તે કેળવણી લેવી ઘટારત છે, કારણ કે ઓથી સસાર રચી શકાય છે અને ભણેલા ઠાણા અને કેળવાયલા હોય તો ભવીશ્યની ઓલાદ

લાયક નીવડી શકે પોતે એક ચુસ્ત જરથોસ્તી હતા એટલે દરેક જરથોસ્તી રાહરીતી પાળવા અને પળાવવા આઝુગ્મ દ રહેતા પરકોમોના વેહેમ અને તરીકતોની જેઓ નીશાનીઓ આપણા ધરમ યા સ સારમા પેવસ થઇ હોય તેને નાબુદ કરતા તેમ કરવામા તેઓ અમુક નીયમને વળગી રહેતા નીયમોને બારીક કસોટીના અગારમાથી પહેલા તો પસાર કરતા અને તેમ થયા બાદ તે નીયમોને મજબુત રીતે વળગી રહેતા પારસી-ઓમા કેટલા કુધરેલા રીવાજો હતા તે વરણવવાની અત્રે જરૂર હોય નહી પણ થોડાજની નોધ લઇશુ તો આપણને જણાશે કે સ્ત્રીઓમા પડદે-નશીનપણા જેવુજ લગભગ હતુ —વર વહુ કોઇબી દહાડો સામસામુ જુએ નહી કે બીજાની હાજરીમા વાત કરે નહી પારસી સ્ત્રીઓ ઘરની દલદેસરી અને વહીતરામાજ પોતાનો વખત ગાળતા, માથુબાનુ છેડ કપાળ ઢકાઇ જાય એવી રીતે બાધતા, સ્ત્રીઓથી બુટ મોજા તો પેહે-રાય નહી, બાહેર ગાડીમા ફરવા જાય તો ત્યાબી બુરખા બીબીઓની માફક સ્ત્રીઓ ફરવા નીકળી શક્તી ઘરમા બાહેર સ્ત્રીઓ સલામ કે શેકહેડ કરી શકે નહી તાપ પડે કે વરસાદ પડે તોબી સ્ત્રીઓથી છત્રી વપરાય નહી, ખુદ પારસી પુરૂષો પોતે પગમા ધોતીઆ જેવી પોહોળી ઇજાર અને સ્લીપર યા સપાટપર બાહેર નીકળતા અને બુટ યા મોજા પગમા રાખતા નહી એવા એવા અનેક સ સારીક કુધારાઓ પ્રગટી રહેલા હતા આ તો માત્ર પેહેરવેશની વાત છે એ ઉપરાત આચાર વીચારો કે રેહણી કરણીની રીતેઓ કે ખાવાપીવાની રૂઢીઓ બધી હીંદુ-ઓને મળતી આવતી તેમાથી ગોયા ચુસ્ત ઇરાની ખમીરજ ઉડી ગયુ હતુ હી દુ ભાઇઓની માફકજ બાળ લગ્ન જેવા ઘાતકી રીવાજોબી પારસી સ સારમાં પેવસ થવા લાગ્યા હતા પારસીપણુ દીનપર દીન નખાતુ જતુ હતુ એમાથી ત્યારે પારસીઓને ઉગારવાની ભારે જરૂર જણાતી હતી

કાબ્રાજીએ પોતે પારસી સ સારનો સિયાહ ચીતાર પોતાનીજ ભાષામા કેમ પુરો પાડયો છે તે આપણે તેમનાજ શબ્દોમા ટાકીને જોઈશું

**પારસી સ સારનો સિયાહ ચીતાર**

"સ સાર તે સ્ત્રી અને પુરૂષથી ભેગો હોય ત્યા-રેજ ભોગવી શકાય છે પણ પચાસ વરસ ઉપરના આપણા પુરૂષોજ

સસાર સુખમા એટલા પછાત હતા, કે સ્ત્રીઓનુ પછાતપણુ તો પુછવુજ શુ હોય ? અને જ્યા સ્ત્રી પુરૂષ બને સંસારી કંગાલ્યતપણુ ભોગવે ત્યા ઘરબારના સુખી સસારનું નામજ કેવુ લેવાય ખરેખર "ઘરનુ સુખ" જેવુ આજે આપણે સમજતા શીખ્યા છીયે, તેવુ ઘરનુ સુખ પારસી-ઓમા પચાસ વરસની વાત ઉપર નહી હતુ

જે સુખ ઘરમા નહી મળે તે આપણા પુરૂષો બાહેર શોધતા ફરતા હતા એટલે કે થાકેલા પરાકેલા માટીડાને પોતાના દરરોજના કામ ધંધાની થાક ને વેઠ ખમ્યા પછી સાજને છેડે ઘર જવા નહી ગમતુ હતું ઘર તેને કરડવા આવે એવુ હતુ ઘર જાય તો એક બાજુથી માબાપ તેના હવારી ખાય, બીજી બાજુથી તેની બાયડી તેને ટુ પી નાખે, ત્રીજી બાજુથી તેના બચાકચા તેને જાણે જીવતો કાપી ખાવા માગે, અને ચોથી તર-ફથી તેના સગા વહાલા કે ભાઇઓ જો કોઈ બીજા હોય તો તેને કાચોને કાચો ગળી જવા માગે ! એવી હાલતમા ઘરનો માટીડો પોતાને ઘર જઇ શકતો ન હતો એવા કંગાળ ઘરમા જવા કરતા તો ઘરની બાહેરજ રહેવામા સુખ વધુ હતુ તે આગલા વખતના જુના પારસી કલબોની હસ્તીજ તે વખતના પારસી સસારની કંગાળીયતપણામાથી જનમ પામી હતી. પુરૂશો ઘરથી સુખી નહી હોવાથી, ઘરની બાહેર સુખ ભોગવવા જતા હતા માબાપ યા બાયડી છોકરાના સુખની ખોટ વાડીવતરે દોસ્તઆસનાવોની સંગતના સુખથી તેઓ પુરી પાડતા હતા હસવા બોલવાની ગાવા વજાડવાની, ખાવા પીવાની ઇત્યાદી, જે મોજશોખ ઘરમા નહી મેળવી શકાય તે ભોગવવાને તેઓ વાડીવતરે ( એટલે કે કલબોમા ) જતા હતા એ તે વખત ! ખેતવાડી, ગીરગામ, અને દરીયે કીનારેના ઉભાઇ જતા કલબોની ફતેહનુ કારણ હતું પવન ચક્કીના મેદાનમા પેલા જે " સાદરી ફાણુસ કલબો " વીશે મે આગળ કહ્યું તે કલબોનું પણ ઘણુંખરૂ ફાવી જવુ તે પારસી સસારની તે વખતની માઠી સ્થાતીને લીધેજ હતુ લોકોની સસારી કંગાળીયતને ખાતર તે કલબો સગવડભરેલા અને તે વખતના સસાર સ્થીતીને અનુકુળ થઇ પડયા હતા પચાસ વરસ ઉપરનો આપણો પારસી સસાર મુખ્ય કરીને સસારી કુસપના રૂપમા સસારની સપાટી ઉપર તરી નીકળતો હતો. ઘરનું સુખ

૧૦

નહી મળતું હતું, તે મુખ્ય કરીને ઘરના કજીયા ટંટા અને કુટુંબી કલેશોને લીધેજ નહી મળતુ એક સાંજે પાચેક વાગાના ઠડા પ્રહરે એક પારસી મોહલામા અથવા એક પારસી ઘરમા તમે જાઓ તો તમારે કાને શુ પડતુ હતું આજના વખતની જોડે કાઇ મધુર રગરાગના મીઠા સરોદો નહી, કાઇ માબાપની દુવા, કાંઇ બાઇડી છોકરાના આશીરવાદ યા કાઇ ભાઈ બહેનના મોસાલાના ગીત નહી, પણ કાંઈ બુમબરાડા ભરેલા ફીસાદ, કાઇ એલફેલ ગાળાગાળી અને કોઈ વખત તો હાથોહાથની મારામારીની ધાસ્તી તમારે કાને પડતી હતી ઘરોના અદર, કુટુંબોની અદર માબાપો, બાઇડી છોકરા, તથા ભાઇ બહેનો વચેના તે કુટુંબી કલેશો આપણા પચાસ વરસ ઉપરના પારસી સસારને લાગેલો સળો હતો. તે વખતના "સાસુ વહુના કજીયા" તથા "નણુદ ભોજાઇના કજીયા" તથા "દેરાણી જેઠાણીના કજીયા" વગેરે વગેરે વીશે આજના વાચનારે પોતાના વડાવડેરાઓથી ઘણું સાભળ્યુ હશે, અને સાભળ્યુ નહી હશે તો વાચ્યુ યા બીજી કોઇ ગીતે જાણ્યુ હશે પણ એ તો સઘળા તે વખતના અભાણુ બૈરાઓના કજીયા હતા એ ઉપરાત પુરૂશ પુરૂશો વચેના કજીયા કકાશ તે વખત ઉપરના પારસીઓમા ઓછા નહી હતા"

"બહેકેલા વાજા"

પણ આજે સૌ મામલો ફેરવાઇ ગયો છે એમ ખુશાલીભરી રીતે આપણે જોઇએ છીએ અગાઉની હીદુ એસ્લામી તરીકતો મી૰ કાબ્રાજી જેવા ચુનદા લખનારાઓ અને બોલનારાઓ જેવાઓની ભલી અસરોથી આપણા સસારમાથી દુર અને બાતેલ થવા પામી છે એવણુની નોવેલો આજેબી ભારે હોશ સહીત દરેક પારસી કુટુબમા વચાય છે "રાસ્ત ગોફ્તાર" મા એવણે પ્રગટ કરેલા લખાણોથી પારસી સસારના ઉપર આજે જે છાપ પડેલો આપણે જોઇએ છીએ તે તેમણે પાડયો હતો સુધારાના હીમાયતી હોવા છતા કાબ્રાજી "બહેકેલા વાજા" ને ધીક્કારનાર હતા. એવણે પોતાના દરેક નોવેલ યા લખાણોમા મધ્યમ પાયેના સુધારાની ચુસ્ત હેમાયત કીધી હતી. હદબાહેરના ફાટેલા વીચારોથી અને ભુંડી કેળવણીથી૰સસારમા નાશના કીડાઓજ જનમ લે છે એમ તેમને ખબર

હતી તેથીજ તેઓએ સાવધાન રહીને પોતાના લખાણો અને ભાષણોમા બહુ સરસ રીતે સંસારની રચના ઉપર વીચારો દર્શાવ્યા હતા આજે આપણ જે સુખી કુટુંબી હોય તેનું ચીત્ર લઇએ અને કાબ્રાજીએ પોતે વરસો પહેલા પારસી સંસારનું પોતાની નોવેલોમા ચીત્ર દોરયુ હતુ તે લઇએ તો તે બરોબર સરખા ઉતરે એ બતાવે છે કે તેવણમા અગાઉથી ભવીશય જોવાની શકતી કેટલા મોટા પ્રમાણમા હતી કાબ્રાજીના લખાણમા કોઇબી પાત્ર આજે જેને આપણે બહેકેલા વાજાની ઉપમા આપયે છીએ તેવુ જણાતુ નથી સુધારો, મજબુત મનનો સુધારો અને મધ્યમ પાયેનો સુધારો આ સખુનો કાબ્રાજીના હોલમારક સમાન હતા

**સ્ત્રી કેળવણીની જુસ્સેશ**

અગાઉ ૧૮૫૦ પહેલા સ્ત્રી કેળવણી જેવુ કશુ હતુ નહી મોટે ઘરના બૈરાઓ થોડુ ઘણુ ખાનગી યુરોપીઅન શિક્ષકો પાસે કેળવણી લેતા, દાખલા તરીકે પહેલા સર જમશેદજીના પીરોજબાઈ, માણેકજી ખરશેદજીના દીકરીઓ વીગેરે તે બાદ થોડાક પારસી એલફીનસટોનયનો પારસી છોકરીઓને ઇંગ્રેજી કેળવણી આપનારા ખાનગી વરગો કહાડયા હતા, જેનો પારસી કન્યાઓએ બહુ લાભ લીધો હતો ત્યાર પછી રાહ્નુમાય માઝદયસ્તાન સભાવાળા થોડાક પારસીઓ અને સુધરેલા હીંદુ યુરોપીઅનોએ મળીને સ્ટુડંટસ લીટરરી સોસાયટી મારફતે સ્ત્રી કેળવણીની ગતીને ઝડપી બનાવી એમ કરતા કાબ્રાજી, સોરાબજી બંગાલી, "માસતર સાહેબ" નવરોજી ફરદુનજી, બહમનજી મારસ્તર પ્રોફેસર વીગેરેના વખતમા સ્ત્રી કેળવણી સંસારના સવાલોમા આગળ હરોળમા આવી રહી ૧૮૬૭ મા એ સવાલ બહુ જોશમેર ચરચાવા લાગ્યો બન્યુ એમ કે માણેકજી ખરશેદજી શરાફ જેઓ સ્ત્રી સુધારાના ચુસત હીમાયતી હતા તેઓએ પોતાના ભાયખલા ખાતેના બંગલામા એક નાને પાયે સ્કુલ ચલાવવા માડી. તેવણે કાબરાજી સાથે ગોઠવણ કરીને કાબ્રાજીને રાસ્ત ગોફતારમા આ વીશય ઉપર જોશભર લખાણ કરવા જણાવ્યુ કાબરાજીએ પોતાની જબરી કલમકશીના જોરથી સવાલ ચરચાવ્યો અને અંતે માણેકજી ખરશેદજી પાસે જબાર ફંડ ભેગુ થઇ ગયુ. જેઓ સ્ત્રી કેળવ-

ણીના વીરોધીઓ હતા તબી હીમાયતી થઇ પડયા. એમ કરતા માણેક-જીએ એલેકઝાડરા ગરલસ સ્કુલ મેદાનની સામે કાઢી અને પુષ્કળ છોકરીઓ શીખવા આવવા લાગી આ સ્ત્રી કેળવણીના મારગમા પહેલ-વહેલુ પગથીઉં હતુ આ રીતે માણેકજી ખરશેદજી અને કાબરાજીના પ્રયતનો સફ્ળ થયા એલેકઝાનડરા સ્કુલ કાબરાજીના જીદગીના છેડા સુધી એવણની માનીતી હતી એટલેથી ખતમ થયુ ન હતુ પણ કાબરા-જીએ સ્ત્રી બોધ નામનું પત્ર કઢીને તેથી વધુ સેવા સ્ત્રીઓની બજાવી હતી જે તેમણે લગભગ ચાર દાહેકા સુધી ચલાવ્યુ હતુ સ્ત્રી બોધ દરેક ઘેરેઘેર વાચવા લાયક પનોતુ પત્ર થઇ પડયુ હતુ અને સ્ત્રીઓને બુધ્ધીના મારગે ચલાવવામાં તે સામર્થવાન થઇ પડયુ હતુ આજેબી જોકે તે કખુ-શરોના નામને દીપાયમાન રાખવા ઘટતા આકારમા બાહેર પડયુ રહે છે તો પણ તેણે ખરેખરી સેવા તો કાબ્રાજીના જમાનામાજ બજાવી હતી કે જે વખતે સ્ત્રીઓ અધકારમા ગોથા ખાતી હતી તેમને તેવણે આ ગ્નાનની રોશનીથી બાહેર કાઢી હતી એજ રીતે જ્યારે પારસી સ્ત્રીઓ માટે સુવાવડખાતુ કાઢવામા આવ્યુ ત્યારે જુના વીચારવાળાઓની ભારે ગુમ-ભેશ સામે એવણે કોમની ફીસતીને સલામત રીતે હકારી કાઢી હતી સ્વચ્છ સમાજના બધારણ સબધી કાબરાજીના વીચારો ઘણા સાચા તેમજ આગળ વધેલા હતા કે જેમા સ્ત્રીઓના માનભર્યા ભાગ સીવાય તેઓ એમ માનતા હતા કે સસારની નીતી બહુ સુખી નીવડી શકે નહી આ વીચારો ખરા હતા અને તેની સચાઇ સીધ કરવા માટે તેઓએ ઘણુ કીધુ હતુ તેમજ ઘણુ સહન કરયું હતુ

**મી૦ કાબરાજી એક વારતાનવેશ.**

આપણી પારસી કોમમા મી૦ કાબરાજી જેવા લખનાર ભાગ્યેજ પેદા પડયા હશે, અને પડશે તેવણ એક લેખક તરીકેજ જનમ પામ્યા હતા, જેને પરીણામે તેવણે પોતાની ભાષા એટલે પારસી ગુજરાતીમા અતી મોહ પમાડે એવી વારતાઓ રચી છે તેવણ જોકે વારતાના મુળ પાયાઓ બીજી ભાષાની ચોપડીઓ જેવી કે અગ્રેજી વીગેરે ઉપરથી લેતા, પણ તે વારતા-ઓને એવી સીફતથી, અને આપણા પારસી સસારને બધબેસ્તી આવે

એવી રીતે ગુજરાતીમા રચતા, કે ખરી વારતા એટલે તે અસલ વારતાને પણ ઝાખ લાગે.

ગુલી ગરીબ, દારાશાના, મીઠી મીઠ્ઠી, ચાલીસ હજારનો ચાનજી વગેરે વારતાઓ એવી તો સરસ રવેશે રજુ થયલી છે કે જેને માટે બેમત હોઇ શકેજ નહી પારસી કોમને કેટલાક ચરવાતા મુખ્ય સવાલો જેવા કે પારસી બાનુઓની કપડા સજવામા તેમજ ઘરબાર ચલાવવામા હદબાહેરની ફીરીયારી બચ્ચાઓની માબાપ તરફની નાતાખેદારી, સ્ત્રીઓની અભણતા વીગેરે સવાલો તેઓ એવી સીફતથી પોતાના લખાણમા લાવી તે ઉપર અસરકારક લખાણો કરતા કે તેટલા માટેજ ચોપડીઓ વાચવાલાયક જાણે થઇ પડી છે વળી તેવીજ રીતે સારી સ્ત્રીઓ, ડહાપણવાળી દીકરીઓ, સુખસપજવાળા કુટુબોથી એક કોમને કેટલો ફાયદો થવા પામે છે, તેના દાખલા આપણને તવાણની એકેએક ચોપડીઓમાથી મળી આવે છે એત્રણની લખાણની ઢપ સાદી મોહ્ન પમાડે એવી અને સરળ છે. વાચનારનુ મન હરી લે. તેવી ચોપડીઓ પારસી ગુજરાતીમા મી૰ કાબરાજીએ લખી છે એવણે કાઇ પૈસા પેદા કરવાના મતલબથી ચોપડીઓ નથી લખી પણ એક લેખક તરીકેના શોખને ખાતર, અને તેથી વધારે પોતાની પારસી કોમની બહેતરી ખાતરજ ધડો લેવા લાયક ચોપડીઓ એવણે લખી છે આજના ઘણાક ટુક ભડોળયા લખનારાઓ, જેઓ લેખકોના નામને પણ શરમાવે તેવી ભાષા તેમજ દમ વગરના પલોટો સાથે વારતાઓ રજુ કરે છે, તેઓને મી૰ કાબરાજીની વારતાઓ ખરેજ ધડો આપે છે મી૰ કાબરાજી કાઇ લખોપતી નહતા. તોપણ તેત્રણને પૈસાની ઝાઝી તુભાજ નહતી તેથીજ કરીને તેવણના લખાણો એટલા સ્વતત્ર, સસાર સુધારાની હીમાયત કરનારા અને હીંમતવાન હતા તેવણની વારતાઓમા "દારાશાના" ની વારતા ઉપલ નબરે આવે છે. એ રસીની ચોપડીમા મી૰ કાબરાજીએ લગભગ પોતાનાજ સુખી ઘરનો સસાર ચીતારયો છે

વળી એવણની વારતાઓની બીજી ખુબી તો એ છે કે જે જગ્યાઓ તેવણે પોતાની વારતાઓમા ચીતારી છે. તે આપણી કોમને બંધબેસ્તી

આવે એવીજ છે એટલે કે નજદીકની જગ્યાઓ એવી કે અમદાવાદ, પટણા કાસંબા, વલસાડ, અંદેરી વગેરેના નામો આપણા વાચવામા આવે છે, કે જ્યા સાધારણ રીતે પારસી કોમ ઝાઝી વસ ચલી છે.

મી૦ કાબરાજીના લખાણો અગ્રેજીમા ડીકનસના લખાણોને ઘણા મળતા આવે છે જોકે એવણની ઘણીખરી ચોપડીઓ જેવી કે 'ગુલી ગરીબ' 'દારાશાના' વગેરેના પલોટ ઇગ્રેજ બાનુ લેખક મીસીસ હેનરી વુડની વારતાઓ ઉપરથી રચાયલા છે ડીકનસ પણ પોતાની વારતાઓમા ટાહુકા, ટુચકા, સરળ ભાષા, ચાનક આપનારા લખાણો વીશે અતી પોતાની કોમમા વખણાઇ ગયો છે તેવીજ ઢબ મી૦ કાબરાજીની પણ છે બનેની અવલોકન શકિત, બનેના ટાહુકા ટુચકા, બનેનો નાટકનો શોખ વગેરે ઘણુ જ મળતુ આવે છે વળી જે રોગે ડીકનસ મરણ પામ્યો, તેજ રોગ મી૦ કાબરાજીને પણ જીવલણ નીવડયો, અને બેઉના મરણ વેળાએ તેઓ ચાલુ લખતા હતા તે વારતા અધુરી પડી ગઇ જેમ એ બેમા મળતાપણુ હતુ તેમ એ બેમા તફાવત પણ હતો જ્યારે ડીકનસને તેની કોમ લખાણમા અતી ઉત્તેજન આપતી ત્યારે મી૦ કાબરાજીને તેવીજ રીતે વખાણવામા તેમની કોમ અતી પછાત હતી પણ સારા કામોનો સુવાસ કદી છુપો રહેતોજ નથી તેવી રીતે મી૦ કાબરાજીના લખાણો આજે તો શુદ્ધ પણ જ્યાસુધી ગુજરાતી ભાષા હૈયાત રહશે ત્યાસુધી એવણના લખાણો કાયમ રહેશે એમા કાઇ શક નથી

કાબ્રાજી માત્ર બોલી યા લખીને બેસી રહે એવા નહોતા પણ પોતે જે સુધારા માટે હીમાયત કરતા હતા તેને અમલમા પણ મુકતા હતા સોથી પહેલો સુધારો તેવણે પોતાના ઘરથીજ શરૂ કીધો હતો કે જ્યા આગળ તેવણે પોતાના બચ્ચાઓને પુરતી રીતે કેળવણી આપી હતી અને સંસારના સારે મારગે આગળ વધારયા હતા ત્યારબાદ પોતાની કોમના ઘરમમા ઝનુની અને વહેમી રસમો જે દાખલ થઈ હતી જેવી કે ધતરમ તરની વીધા, ભુતપલીદપર એતેકાદ વીગેરે, તે સામે લડત ચલાવી તેના વીચારો કોમમાથી નાબુદ કીધા હતા જરથોસ્તી રોજ માહની ગણત્રી ભુલભરેલી છે એમ જણાવી તેને શુધ બનાવવા સારૂ મોટી જુમબેશ ઉપાડી હતી.

કાબ્રાજીએ બજાવેલી કોમસેવા

સ્વાન, તન અને મનની જરથોશતી મજહબ મુજબ પાકીઝગી કેવી હોઇ શકે તે કાબ્રાજીએ પોતાના સાહીતમા જેટલુ વહેવારૂ રીતે શીખવ્યું છે તેટલુ બીજા કોઇબી સુધારકે કીધુ હોય તેમ જણાતું નથી લગનમા રીતની ભીખ માગવાના સવાલ સામે જુમબેશ ચલાવનારાઓમા કાબ્રાજી પહેલા હતા એક ઠેકાણે મરહુમ ખાનબહાદુર બમનજી પટેલ વાજબી વીલાપ કરે છે કે, "મી૦ કાબ્રાજી જતા રહયા છે છે આજેપોતાની કોમના ભલા માટે દાઝ રાખનાર પારસી બચો તેમનું સસારી કામ ચાલુ રાખવાને ?"

## દસ્તુર ડો. જામાસ્પજી જામાસ્પઆશાના.

પારસીઓમા જે નામાકીત અને પરહીજગાર ધરમગુરૂઓ થઇ ગયા છે તેઓમા દસતુરજી સાહેબ દસતુર ડો૦ જામાસ્પજી જામાસ્પઆશાનાનુ મોતેબર નામ બહુ પવીત્ર અને જાણીતુ છે તેવણ સાહેબ જરથોસ્તી ધરમ ઉપર એતેકાદ વધરાવનારી મડળીના એક આગેવાન અને રાહબર હતા

**દસતુર સાહેબોનો ૧ લો દરજજો**

એક કોમનું મહતવ માત્ર તેના પઇસાદાર વરગ યા તેના સાહસીક વેપારી વરગ કે તેના શીખેલા પઢેલા વરગથીજ નથી બનતી, પરતુ તેની સાથે કોમનો મુળ કાકો જે કેળવણી, ધરમ, ધ્રતથાદી લેખાય છે તેની પણ મજબુતાઈ અને ચીવટાઇ જોઇએ છે એ રીતે કોમના જે આથરવનો, દસતુર દાવરો થઇ ગયા કે જેમને લીધે આજે વરસો થઇ ગયાં છે છતા પારસી ટોળીનો ગજહબ આ ધરતી ઉપર રહી શકયો છે તેઓ પણ કોમની મજબુટાઇ અને કીરતી જાળવી રાખનારા, તે કીરતીની અદર વધારો કરનારા તેમજ કોમને જરથોસ્તી રાહ ઉપર દોરવી રાખનારા તરીકે તેમની પીછાણ કરવી ઘટે છે એવા દસ્તુર દાવરો આપણી વચ્ચે કાંઈ ઓછી સખયામા થઇ ગયા નથી પણ આજે તેમની કોઈ યાદ કરતુ નથી સીવાય કે તેમના નામ અમુક ભણતર ગણતરમા લેવાય છે તેજ દસ્તુરો વીશે એક બહુજ હલકી કીસમનો વીચાર આપણામા પેવશ થઇ ગયો છે કે તેઓ પઢેલ કઢેલ હતા નહી અને છે નહીં માટે તેઓ કોમના રાહબરી કરનારા તરીકે પોતાનો દાવો રજુ કરી શકતા નથી, તેઓ ગ્નાન સપાદન કરી શકયા નહોતા એટલે તે ગ્નાન આપવાને નાલાયક હતા

બેશક, કોમનો ધરમગુરૂ વરગ ભણેલો, ડાહયો અને શ્યાણો હોય તો કોમનો યજમાન યા બહેદીન વરગ ખરે રસ્તે ઉતરી શકે પણ પારસીઓ વચ્ચે કમભાગ્યે અમુક સંજોગો વચ્ચે કોમનો ધરમગુરૂ વરગ ઉતરતોજ રહયો અને આજે તે એવી પંકતીએ આવી ઉભો છે કે જ્યારે કોમના ચઢતા યા ઉતરતા વરગો તેઓ ઉપર કશો પણ વીશ્વાસ ધરાવવા ચાહતા નથી અને તેઓમા જ્ઞાન છે યા નહી તેની કશી પણ પીછાણ કરતા નથી દસ્તુર દાવરો યા મુબદોને ઘણી હલકી પંકતી ઉપર ઉતારી પાડવામા આવ્યા છે તેઓ કને એવુ કામ કરાવવામા આવે છે કે જે તેઓના ધંધાધાપાને અનુરતું હોય નહી વખતના સંજોગોને લીધે તેઓ બેશક, જ્ઞાનમા તેમજ કેટલેક અંશે જોઇએ તો પોતાની ચાલચલણમા પણ પુરાણા મુબદો જેવા નથી એ વીના શકે માનય રાખી શકાય, પણ તેથી તેઓનો દરજજો હલકો લેખવો યા જે દરજજા ઉપર તેઓ હોય તે ઉપરથી તેમને હરેક કીસમે ઉતારી પાડવા એ નામુનાસેબ છે એવી હાલતમા બહેદીન વરગે મદદગાર થઇને એ આપણા ભલા ભાઇઓની હાલત સુધારવા પ્રયત્ન કરવો જોઇએ છે તેઓ આપણા વડીલ અને મુરબ્બી ભાઇઓજ છે અને જો જમાનાની ગીરદેશને લીધે તેઓ આજે જે દશાએ છે તે દશાએ પહોચયા હોય તો આપણને છાજતુ છે કે આપણે તેઓના દસતગીર થઇને તેમને ઉંચ સ્થિતીએ આણવાની ઘટતી કોશીશ કરવી

**બહેદીનોની ફરજ**

દસ્તુરો કે મુબદોની ઠેકડી કરવી, તેમને માટે કીસમ કીસમના હલકા નામો ઉચારવા અને તેમના ધંધા માટે ઉતરતા પ્રકારના વચનો કાઢવા એમા બહેદીન વરગ કશુ શોભાભરયુ તો કરતોજ નથી, સામુ એમાથી એમ બનેવા પામે છે કે કોમનો ઉધરતો વરગ પોતાના મજહબ તરફ બેઇમાનીની લાગણી સહીત જોતો થાય છે કોમનો સંસારી તાળો કે જેની રચના ધરમના મીજાન ઉપરજ રહેલી છે તે બહેંકનો જાય છે અને ધર સંસારીમા યા બાહેર કોમનુ ઇમાન બીમરવત અને બીહયા બનતું જાય છે કેટલાક ભાઇઓ શીખીને વધતુ જ્ઞાન સંપાદન કરેછે તો એટલા

**દસ્તુર દાવરો નહી હોત તો શુ થાત?**

ગર્વિષ્ટ અને અભીમાની બનતા જાય છે કે તેઓ એમ માનતા જણાય છે કે ધરમ, મજહબ અને દીનને લગતું સરવે ભંડોળ તેઓમાજ આવી ગયુ છે

જ્ઞાન અને એતેકાદ

જ્ઞાનથી ડહાપણ વધારવાને બદલે અહંકાર ખીલે છે અને એવા ભણેલા બહેદીનો કરતા વીના ડરે આપણે જણાવીશુ કે ઓછા પઢેલા પણ પોતાના ધરમ ઉપર પુરણ એતેકાદ ધરાવનરા મુબેદો અને દસ્તુરો વધારે સારા રાહબર થઇ પડશે ધરમગુરૂઓમાથી ઇમાન ઓછુ થયુ નથી પણ તેઓમા જ્ઞાન કમતી છે જ્યારે બહેદીનોમા જ્ઞાન ઓછુ છે ઉપરાત ઇમાન ડામાડોલ છે ઇમાન આવી હાલતમાં હોય અને પછી ગમે એટલુ જ્ઞાનબી હોય તો તેના પરીણામો સારા નથીજ નીવડતા ધરમની જાલવણી એતેકાદ સાથે જોડાયલી છે માટે જેઓ એતેકાદ રાખીને પોતનુ કામ કરે તે જેઓ માત્ર જ્ઞાનના પ્રકાશથીજ દોરાય તેમના કરતા ચઢીઆતી પંકતીએજ છે જો જીગર ખીલ્યુ હોય તો મનની ખીલવણીની ઝાઝી પરવા નથી આ રીતે આપણા પુરાણા દસ્તુરોએ પોતાના જીગરની અદર ઝરથોસ્તી મજહબની જાળવણી કરી રાખી છે, જો તેની સાથે તેમની અદર જ્ઞાનનો પણ પ્રકાશ ચાલુ પડયો હોત તો તેઓ આજે કોમના દરેક વરગની ધરમ, સંસાર ઇતયાદીની રાહબરી કરી શકત, પણ તેઓએ એમ ચાલુ રાખયું નહી અને બેહદીન વરગે તે ઉપર વીશેષ લક્ષ આપ્યુ નહી આથી ધરમ-ગુરૂનો ટોળા વધુ ને વધુ ઉતરતો બનતો ચાલયો

આગળના કેટલાક મહાન દસતુર દાવરો

પણ ઉપર કહેલા ઉપરથી એમ સમજવાનુ નથી કે ધરમગુરનુ ટોળુ સદંતર અજ્ઞાન હતુ કારણ કે જયારે ઇરાનથી હીંદુભાઇઓના રક્ષણ હેઠળ આ દેશમા આવીને વસવાટ કરયો ત્યારે મજહબને લગતો એતેકાદ અને જ્ઞાન જે મુળ વતનથી લઇ આવયા હતા તેણે અમુક એવા ધરમ-ગુરૂઓમા વસવાટ કરયો હતો કે તેમણે કોમની એકંદર જાળવણીની અદર પોતાનો બળવાન હીસસો આપવાની મદદ કરી હતી એવા દસતુર દાવરોમા મોબેદ શાહપુર મોબેદ રામયાર દસતુર નેરયોસંગ ધવલ વાગેરેના નામ અગર તરીકે મેળાય છે એ સરવેસ ગુજરાતના જુદા જુદા

સ્થનોમા આતશબહેરામને પથરાવયા હતા. સંજાણ, ઉદવાડા, સુરત, ભરૂચ વીગેરેના પવીત્ર સ્થલો આજે તેઓએ જે ચેરાગ રોશન કરયો હતો તેને આભારી છે ત્યારબાદ અકબર શાહ અને બીજા મોગલ રાજાઓના વખતમા જે કેટલાક દસ્તુર દાવરો થઈ ગયા તેઓમા મેહેરજીરાણા દસ્તુર જામાસ વીગેરેના અમુલ્ય નામો અને કામો જોવામા આવે છે પાછળથી જયારે સુરતથી મુંબઈ વીગેરે સ્થળે આવીને પારસીઓ વસ્વાટ કરવા લાગયા તે વખતે તેજ ગુરૂઓએ તેમને ધરમ અને કરમનો સારો મારગ દેખાડયો હતો અને તે અમર નામોમા દસ્તુર ચંગા આશા, કાવસ રૂસ્તમ જલાલ કે જેવણ કદમી પંથના વડા તરીકે, ધનજીશાહ મનજીશાહના ખરચે ઇરાન સુધી જઇ આવી તે પુરાણી મઝદયસની તરીકનો શુ છે અને તે પારસીઓએ અત્રે કેમ પાળવી જોઇએ તે વીશે મુબઈ બાજુએ વસેલા પારસીઓ વચ્ચે પ્રકાશ નાખયો હતો, એમના બેટા મુલ્લાપીરોઝ કે જેઓ પાછળથી મુબઇના ગવરનરના શીક્ષક હતા અને છેવટે દસ્તુરજી જામાસ્પઆસાના વીગેરે જેવા માહતમાઓ થઇ ગયા કે જેમના નામોથી ધરમગુરૂ વરગ ગોયા દીપાયમાન બને છે જે કોમમા એવા નર જનમયા હોય તે કોમના ધરમગુરૂ માટે કોઇપણ રવેશે નીરાશ રહેવુ નામુનાસેબ છે

**દસ્તુર જામાસપઆસા**

દસ્તુર જામાસ્પઆસાનો વંશવેળો ઘણા પુરાણા કાળથી મોબેદ શાપુરની ઓલાદથી ઉતરી આવેલા નેરીગોસંગ ધવલના નબીરા એરવદ રાણાના નબીરા ફરેદુનજી સુખલાજીથી ઉતરી આવેલા હતા એરવદ આસાજી ફરેદુનજી નવસારીમા એક ઉત્તમ તાલીમ પામેલા મુબેદ થઈ ગયા હતા. એરવદ આસાજીના સઉથી નાના બેટા તે જામાસ્પઆસાના જેઓ નવસારીમા ૧૬૯૩ ના સાલમા જનમયા હતા, એવણુ બાળપણથીજ ઘણા બાહોશ અને ચાલાક હતા અને અવસ્તા ઉપરાત સંસકરૂતનો પણ ભારે અભયામ ધરાવતા હતા તે વખતે નજુમી, હકીમુ, રમલ જ્યોતીષી વગેરેનો એલમ દસ્તુરોમા ઝાઝો જાયજ હતો એટલે તેમાબી દસ્તુર પ્રવીન થયા હતા પોતાના ધંધા ઉપરાત એ હુનરબી એવણુને મદદગાર થઇ પડયો હતો ભરૂચ અને નવસારી વચ્ચે એવણુ આવજા કરતા હતા અને

એ બાજુના પારસીઓને તેવણુ ધરમની રાહબરીનો લાભ આપતા હતા. તે વખતના મોગલ શેહેનશાહ મહેમુદશાહે પણુ એવણુની તાલીમને અનુસરતુ એવણુને ઘટતુ માન આપયુ હતું. અગાઉ જયારેબી ધરમ સબધી કાઇ ગુચવાડે પડતો ત્યારે અત્રેના દસતુરો ખુદ ઇરાન વતન સુધી કેટલાક કાસદો મોકલતા અને તેઓ મારફતે દરેક મુશકેલીનો ફડચો કરાવતા. એવી રીતે દસ્તુર જામાસ્પઆસાનાએ ઇરાન વતનથી ૧૨) સવાલો પુછાવી મગાવયા હતા જે પાછળથી એવણે રેવાયતના રૂપમા બાહેર પાડયા હતા, તેની સાથે તેના જવાબોબી આપવામા આવયા છે

આપણા ધરમગુરૂઓપર પહેલા ખુદ આપણી તરફથીજ એટલા હાદેસા પડતા હતા કે કેટલીક વખતે તેઓને બહુ બારીક હાલતમાથી પસાર થવુ પડયુ હતુ એવી રીતે દસ્તુર જામાસ્પ આસાનાનેબી પસાર થવુ પડયુ

**જામાસ્પઆસાના ઉપર હાદેસા**

હતુ દસ્તુરજી અભ્યાસથી એતેકાદમા રોશની લાવી શકયા હતા, આથી તેઓએ ફતવો જાહેર કીધો કે રૂવાનના પગ લાબા રાખવા અને રૂવાનને પદાન બાધવુ આ ઉપરથી સુરતના મોબેદો ઉશકેરાયા, ઇરાન કાસદો દોડાવવામા આવયા કે એ બાબેનો તેઓ શો ફડચો આપે છે જવાબ ઉલટો આવયો કે તરતજ દસ્તુરજીએ પોતાનો વીચારબી ફેરવયો કે રૂવાનને પદાન બાધવુ નહી, ત્યારે એવા પોતાના પ્રમાણીકપણાને લીધે નવસારીવાસીઓ એવણુ સામે રૂઠીયા અને એવણુને બહુ હયરાન કીધા એ ઉપરથી દસ્તુરજીએ ભરૂચ ખાતે ઉઠાગરી કરવા માડી ત્યારે નવસારીવાસીઓ ચોકયા અને બહુજ સમજાવટ કરયા પછી દસ્તુરજી પાછા નવસારીમાજ રહયા અને ઘણો ખરો વખત વીઘા અભ્યાસમાજ કાઢયો હતો એવણુને ગાયકવાડ સરકારે જમીનની અને નઝરાણુાની ભેટ સોગાદ કીધી હતી એવણુની સાથવાળાઓમાં દસ્તુર દારાબ પહાલણ દસ્તુર જમશેદજી મહેરજી રાણા, દેશાઇ ખુરશેદજી તહેમુરસજી અન માનવત દાદાભાઈ નવરોજીના નામીચા વડવા એરવદ મહેરનોશજી દોરડી જેવા નરો થઇ ગયા હતા એવણુની પછી આવનારા એવણુના જાયનશીનોમા દસ્તુર જમશેદજી જામાસ્પજી, દસ્તુર જામાસ્પજી એદલજી, સરદાર દસ્તુર નોશરવાનજી જામાસ્પજી, એરવદ બેહમનજી દસ્તુર જામાસ્પજી અને સર-

દાર દસ્તુર ડોક્ટર હુશ ગ જામાસ્પજી સી. આઇ ઈ જેવા નામીચા દસ્તુર સાહેબો થઇ ગયા હતા જેમ પહેલા હીદુ શાસ્ત્રીઓ અને એસલામી મોલવીઓ સાથે તકરારો અને જીકકરોમા ઉતરીને દસ્તુર સાહેબો આપણા ધરમની જાલવણી કરતા હતા તેમ પાછળથી આવેલા આ દસ્તુરો વીલાયતના ઓલમાઓ સાથે પત્રવ્યવહાર વીગેરે ચલાવીને માઝદયસની ધરમની બુલદી વધારતા હતા એ સરવમા દસ્તુરજી હુસ ગ જામાસ્પજી બહુ નામદારી કરી ગયા હતા

દસતુર ડોક્ટર જામાસ્પજી

ગયા સદીના છેલ્લા અડધા ભાગ દરમયાન જો પારસી કોમે કોઇ મહાન ધરમગુરૂને જનમ આપયો હોય, જો કાઇબી ભણેલા સ્કોલરને સરવ પક્ષોમા માનીતા થઇ પડેલા દસ્તુરજીને આ દુનયાની ધરતી પર લાવવામા ફતેહ મેળવી હોય તો તે ધરમગુરૂ તે કોઈજ નહી પણ દસ્તુર ડોક્ટર જામાસ્પજી મીનોચેહરજી હતા એવણના નામ અને કામની મોતેબરી એટલી બધી છે કે તે સરવે લખવુ કેવળ અશકય છે અત્રે તેમજ જાતપરજાતો વચ્ચે અને પરદેશોમા પોતાની કાબેલ્યતથી ઉચી પદવી મેલવી અને ધરમ પાછળ શોધખોળ કરીને પોતાની જીદગીનુ ગોવા સરવસવ કોમને સપુરદ કરી દેવુ એ કાઇ સાધારણ પુરૂષોથી થઇ શકતુ નથી અને તે અશકય કામ જે આજના તેમજ તેવણ પાછળ તરત થઈ ગયલા કોઇબી દસ્તુર દાવરે કોમની એકમતી પામેલા ટેકા સહીત કરી શકયુ નથી

દસતુરજીનો જનમ અને હેરબદી

દસ્તુરજીના બાવા મીનોચેહરજીના પહેલા ધણીયાણી તે એરવદ સાપુરજી જામાસ્પઆસાના દીકરી થાય એ જોડાએ દસ્તુરજી જામાસ્પને તા૦ ૨૨ મી નવેમ્બર ૧૮૩૦ ને દીને જનમ આપયો હતો એવણનો જનમ મુબઇ ખાતે થયો હતો અને જયારે ૧૨ વરસના નાના હતા ત્યારે પોતાના બાવા અને બપાવાની માનવત દેખરેખ હેઠળ નવસારી ખાતે હેરબદીને પદે પામયા હતા ત્યાર પછી ચાર વરસ સુધી બરષનુમ પાળીને યોઝદાથરગીરીનો ધધો એખતયાર કરયો હતો ગુજરાતી તો સાધારણ નીશાળમા ભણયા હતા, પણ પાછળથી સર જમશેદજીની સ્કુલમા અભયાસ વધારયો હતો અને પારસી તેમજ એસલામી ઓલમાઓના હાથ

હેઠળ ફારસી ભાષાનો અભ્યાસ ખીલવયો, પાછળથી રોબરટ મનીની સ્કુલ જે બહુ પીકતી હતી ત્યા એવણે અંગ્રેજીનો અભ્યાસ માડયો પણ તેજ વખતે સ્કુલમા શીખતા બે પારસી વીદયારથીઓ અંગ્રેજી ધરમમા વટલી જવાથી એવણના બાવાજીએ એમને ત્યાથી ઉઠાડી મેલ્યા આ બનાવ તે ડો૦ વીલસન મીશનરીવાળો પ્રખ્યાત બનાવ હતો ત્યાર બાદ એવણે એક પંડીતના હાથ હેઠલ સંસ્કૃત શીખવા માડયુ અને એમ કરીને આ નાના જવાને થોડીજ મુદતમા તરેહવાર ભાશાઓનો જમાવ પોતાના મગજમા ગોઠવા કીધો કે જે તેવણને પાછળથી બહુ ઉપયોગી થઇ પડયો હતો દસ્તુર જામાસ્પજી પોતાના આ અભ્યાસથી કોમમા ધીમે ધીમે જાણીતા થવા લાગયા

**ધંધાની શરૂઆત**

બહુ તો પચીશેક વરસના એવણ હશે ને સર જમશેદજીની સ્કુલમાજ એવણ ઝંદ અવસ્તા ભણાવવા સરૂ એક શીક્ષક દાખલ રહયા અને જ્યારે પોતાના પીતાની જગ્યાએ દસ્તુર નીમાયા ત્યારે શીક્ષકપણ છોડયુ હતુ, જે એવણે ૧૮૬૧ મા કીધુ હતુ ૧૮૬૧ મા એવણ શહેનશાહી પંથના વડા ધરમગુરૂ તરીકે નીમાયા જે વખતે અનજુમન તરફથી શાલો બક્ષશ થઇ હતી અને માનપત્રો પીશ થયા હતા આ પછી એવણની કોમી જ્ઞાતીની કારકીરદીની શુરૂઆત થાય છે શુરૂઆતમા દસ્તુરજી "પારસી લો એસોસીએશન" મા ભાગ લેતા આપણને જણાય છે અગાઉ પારસી ધારા સંબંધી આપણી પંચાયત તરફથી જુમબેસ ચલાવવામા આવી હતી તે પારસી તવારીખમા સોનેરી હરફે કોતરાઇ રહેલી છે વારસા હીસ્સાને લગતી તકરારોમા ખાસ કરીને માણેકજી નસરવાનજી પીટીટ, સોરાબજી શાપુરજી બંગાલી અને નવરોજી ફરદુનજી કે જેઓએ પારસી ધારા મંડળના સંબંધમા સેક્રેટરીઓ તરીકે કામ બજાવયુ હતુ તેમની સાથે દસ્તુરજી જામાસ્પજીએ આપણા ધરમના સંબંધમા તે સવાલ ઉપર ઘણીક અગત્યની રોશની નાખી હતી કે જેથી મજકુર તકરારને ધરમ મારફતે ટેકો મળી શકયો હતો આ ધારા મંડળના પ્રતાપથી આજે આપણામા વારસા હીસ્સાને લગતો તેમજ લગન અને તલાકને લગતો ફડચો થઇ શકે છે તે આપણે મેલવી શકયા હતા દસ્તુરજીની સલાહ અને તેવ-

જુના ધારમીક વીચારો એ પ્રસંગને લગતા કેવા હતા તે વીચારીનેજ એમને આ મંડળમા એક આગેવાન ભાગ લેનારા તરીકે સ્વીકારવામા આવયા હતા ધારામંડળનુ કામ જ્યારે ખાસ કરીને ૧૮૬૫ અને ૧૮૭૦ ની વચ્ચે વધારે ઝડપ અને ઉમગથી ચલાવવામા આવયુ હતુ ત્યારે દસ્તુરજીની ઘણીક સલાહો ફાયદાકારક થઇ પડી હતી લો એસોસીએશન તરફથી ખુદ જ્યારે સરકારે જુબાની અને મત માગયા હતા ત્યારે દસ્તુરજીએ પોતાના મતનો જે પડઘો પડયો હતો તે ઉપર મોટી મદારત બાધવામા આવી હતી અને બડા ભાઇની વીધવા ઓગત સાથે જો નાતરૂ કરવામા આવે તો તે ધરમ અને નીતીથી વીરૂધ છે એવુ એવણે જણાવી સખત લડત ચલાવી હતી

**દસ્તુરજીની કાબેલયત**

દસ્તુરજી પોતાના મોતેબ્બર પેશાને અનુસરીને એક ખરેખર વીદવાન જીંદગી ગુજારતા હતા, તે એ ઉપરથી જણાશે કે તેઓએ મોટી સંખ્યામા ચોપડી, ચોપાનયા લખયા હતા એટલુજ નહી પણ ભાષણો અને વાયજો પણ તેટલાજ આપયા હતા. એ આપણે પાછળથી જોઇશુ. પણ તેમની ખરેખરી કાબેલ્યત તો તેમના સંસ્કૃત, અવસ્તા ફારસી વીગેરે જબાનમા લખાયલા પુરાણા દસ્તાવેજો અને પુરાણા પુસ્તકો ઉકેલવામા અને તે બાબે નવીજ રોશની કોમ ઉપર નાખવામા સમાયલી હતી એ મુજબ તેઓએ પોતાની લાઇબ્રેરીમા કમયાબ અને અતી જુના દફતરો અને કીતાબોના જંગી જમેલો ભેગો કીધો હતો. કેટલીક કીતાબો તો ૫૦૦ થી ૬૦૦ વરસની જુની જેવી હતી.

**કોમના સવાલોમા લીધેલો ભાગ**

જ્યારેબી કોમના હીતને લગતા કોઇબી સવાલો બાહેર આવતા ત્યારે દસ્તુરજી સાહેબ ઘણો આગળ પડતો ભાગ લેવાને ચુકતા નહી, તે પણ વળી પોતાના માન અને મરતબાને છાજતોજ લેતા દાખલા તરીકે ૧૮૭૦ મા કેટલીક પારસણો વેસ્યાઓ બનવા બાહેર પડી હતી તો કોમે ભેગો આવાઝ તે સામે ઉઠાવયો હતો અને દસ્તુરજીએ એક ચોપાનયુ લખીને તે સામે સખત જુમબેસ ચલાવી હતી. એ ચોપાનીઆનું નામ "ત્રેહ શેકન" એટલે "જનાકારીને તોડનાર" એ વતરોએ એવણ

બીજા ઘણાક સવાલોમા ભાગ લઇ તે ઉપર વાયજો કરતા કે તે ઉપર કલમ ચલાવતા "હકમાઝાયસમાન" નામનું ચોપાનયુ નીકલતું હતું તેમાં ધરમ અને સસારી બાબદો લખવામા એવણનો મુખ્ય હાથ હતો પણ સઉથી અગત્યનુ કોમી હીતનું કામ જે તેઓએ કરી બતાવયુ હતુ તે જરથોસ્તી ધરમ ઉપર એતેકાદ વધરાવનારી મ ડળી સ્થાપીને કીધુ હતુ, જે મારફતે એવણે પહરેજગારીને લગતી વીગેરે જાણવાજોગ સરેહો અને વાયજો આપી હતી જે આજ સુધી મ ડળીના દફતરોમા જળવાઇ રહેલી છે

**દસતુરજી સાહેબની કોમપ્રિયતા—લાહોરમા મળેલુ માન**

વળી મરહુમ દરેકમા એટલા તો માનીતા અને જાણીતા હતા, કે લગભગ દસ ઉપર અગીયારીઓ અને મુબઇના આતશબહેરામો એવણનાજ હાથ નીચે પરથાવવામા આવ્યા હતા અમલ લાહોરમા એક પણ અગીયારી નહી હોવાથી ત્યાની જુજ પારસી વસ્તીને હાડમારી બમવી પડતી હતી અને વસ્તી વધતા ત્યાના શ્રીમ ત શેઠયા શેઠ અરદેશર કુપરે એક અગીયારી બધાવી આપી, અને તેને પરથવાની ક્રીયા કરી જવાની દસ્તુરજીને માગણી કરી તે મુજબ જ્યારે તેવણ લાહોર ગયા ત્યારે રેલવેનો પોલીસ સુપ્રીનટેડનટ ખાસ એવણને રેવીંદના સ્ટેશન સુધી લેવા ગયો, એટલુંજ નહી પણ લાહોરના સ્ટેશન ઉપર કે જેણે અતી સરસ રીતે તોરણોથી શણગારવામા આવ્યુ હતું, ત્યા ખાસ એક પોલીસની ટુકડી એવણને માન આપવા ઉભી હતી ઈ સ ૧૮૯૩ મા ૨૯ મી જુલાઇને દીને એ અગીયારીની ક્રીયા થઈ, જે વેળાએ શેઠ અરદેશરે એવણને એક શાળ ઓઢાડી હતી, જ્યારે પંજાબની અનજુમને એવણને પોતા તરફતી એક જુદી શાળ ભેટ કરી ૫ જાબના વડા દસ્તુર ઠેડવયા અંજુમન તરફતી સઘળી હકીકત ધરાવતુ દસ્તુર જામાસ્પની વખાણની ભરપુર એક માનપત્ર તેવણને એનાયત કરવામા આવ્યુ હતુ, જે વેળા મોટી ઝીયાફત પણ આપવામા આવી હતી એ પછી મુબઈ ખાતે કોઠની દરેહમરેહને સરખી કરાવી ત્યારે પણ આતશ રોશન કરવાની ક્રીયા એવણેજ કરી હતી.

વળી સુરત મધેની "આગે પારસા" નામની અગીયારીની પરથવાની ક્રીયા એવણનાજ હાથ હેઠળ કરવામા આવી હતી, તેજ વખતે એટલે તેજ દરમ્યાન એવણે સુરતમા જુદા જુદા ધરમી વીષયો ઉપર વાયજો આપી હતી એ ઉપરાત ભરૂચની નારીએલ વાળાની અગીયારીની ક્રીયા પણ એવણે કરી હતી, જે વખતે એવણને એક શાળ તેમજ માનપત્ર ભરૂચના પચાયતના ત્રસ્ટીઓ તરફથી આપવામા આવ્યુ હતુ વળી પોતાના મરણની થોડુ ક આગાઉ એજ શહેરમા સઇયદપુર વાળી દરેહમહેરની ક્રીયા એવણે કરી હતી.

**સુરતમા અગીયારી**

ઇ. સ ૧૮૯૫મા રાજકોટના દોખમાનો તાણો પુરવાની ક્રીયા એવણ કરવાને પધારયા હતા, તે વેળાએ સ્ટેશન ઉપર લોકોની ઠઠ જમા થઇ હતી, તે ઉપરાત દીવાનનીજ ગાડીમા તેવણને શહેરમા લઇ જવામા આવ્યા હતા. તેવણને માનપત્ર તથા પરસ અને શાળ ભેટ કરવામા આવી હતી, પણ કમનસીબે મરકી તે વેગી ફાટી નીકળવાથી, તે વાત એટલે તાણો પુરવાની ક્રીયા ત્રણ વરસ સુધી લબાઇ જે પછી એવણની જીદગીની જોત બુજાઈ જવાથી એવણના જાએનશીને દસ્તુર કેખસરૂએ, સાલ ૧૯૦૦મા કરી હતી.

**રાજકોટમા દોખમુ**

ઇ સ ૧૮૮૬ ની તા૦ ૨૩ મી મેને દીને મુબઇના અનજુમનના આતશબહેરામનો પાયો નાખવાની ક્રીયા એજ અશો દસ્તુરને હાથે કરવામા આવી હતી જે વખતે એવણે ખાસ અવસર માટે રચેલી બે બદગી અતી સુદર હતી જેમા અહુરાની મદદ તેના અશો અમેસીસપદોની પનાહ, અશો જરથોસ્તની રાહબરી સપેનતની આયા મઇતીની બરદાસ્ત અહુરમઝદના પુત્ર આતશને જાળવવા માટે અરજ ગુજારી માગવામા આવી હતી પેહલા તો બદગી પુરી થયા પછી એજ આતશબેહરામની કમીટીના સેક્રેટરી શેઠ સોરાબજી બનશાએ પાયાના પથર ઉપરનો લેખ વાચી સભળાવયો હતો. એ ક્રીયા કોણે કરી હતી, કયા શેહેરોના અનજુમનના તે પઇસામાથી થઇ હતી, કોણે બાધી હતી, કયો સાલ, કોણનું રાજ હતુ, કોણ ગવરનર અને વાઇસરોય

**મુબઇમાં અનજુમનનુ આતશબેહેરામ**

હતા કોણ કોણ મંડળીના અધીકારીઓ હતા વીગેરેની હકીકત ગુજરાતી તેમજ ઇંગ્રેજીમા ખુલાસા સમેત લખવામા આવી હતી આ પછી પાયો નાખવામા આવ્યો જે પછી પાછી એવણે રચેલી બંદગી રજુ કરી કીયા ખલાસ થયલી જણાવી હતી જશનની કીયા પછી અનજુમને એવણને એક શાળ પહેરાવી વડા દસ્તુર જાહેર કરયા એ સઘળાનું બયાન દખણ હઇદરાબાદવાળા મરહુમ શાએર પેશોતન મુનશી રસીલી ભાષામા લખી ગયા છે

આ પછી કમીટીના વડા શેઠ જાલભાઇ શેઠનાએ આતશબેહરામને ખુલ્લું મુકેલું જાહેર કરયુ, જે પછી સેક્રેટરી મી૦ બનશાએ અંજુમન પત્ર વાચ્યું જે બાદ દસ્તુર જામાસપજીએ એ અવસરને બર વીવેચન કરયુ આ પછી અનજુમન તરફની મળીને એજ ભાગ્યશાળી દસ્તુરજીને જુદે જુદે ઠેકાણેથી લગભગ સાઠ શાળો પેહરાવવામા આવી, પારસી પંચાયત તરફથી શાળ પેહરાવવામા આવી તે વેળા તેના સેક્રેટરી સમશુલઓલમા એરવદ જીવણજી જમશેદજી મોદીએ પંચાયત તરફનો એક જુદો ખુલાસાપત્ર વાચી સંભળાવયો હતો નવા આતશબેહેરામની કમીટી તરફનું માનપત્ર આપતી વેળા ૩૧૦૦૧ ની પરસ પણ સાથે ભેટ કરવામા આવી હતી મુંબઇની અંજુમન તરફના માનપત્ર વેળાએ રૂ ૧૦૭૪ ની પરસ ભેટ કરવામા આવી હતી આ રીતે દસ્તુર જામાસ્પજી કેટલું માન ભોગવતા અને કેવો દરજ્જો પારસી કોમમા ધરાવતા તે માટે વાચનારની ખાતરી કરવા ઉપલુંજ બસ થશે

**દસતુરજીની વીદવતા બદલ દેશપરદેશનુ માન**

દસ્તુરજી સાહેબે કેટલાક અગતયના ગ્રંથો રચી યુરોપ, અમેરીકા અને હીંદના વીદવાન મંડળોને પોતાની વીદવતાની સાબેતી પુરી પાડી છે. એવણે " રદીએ ફરમાને દીન," " જહશીકન," " પાસોગે નીરગે ઝમીને દીનાન " ખુરદેહ અવસ્તા સુધ જોડણીમા વીગેરે ચોપડી ચોપાનયા છપાવી પ્રગટ કરયા હતા વળી આઠ વાયજોનો સંગ્રહ, તથા "સધર બેહરે નબીલ"નો ગુજરાતી તરજુમો પુશકળ નોટ સાથે છપાવી બાહેર પાડયો હતો વળી તે વીશે પ્રોફેસર હારમેસ્ટેટર, તેમજ પ્રોફેસર પેસતરગારડ વીગેરેએ ઘણા સારા મત ઉચારયા હતા એવણને ૧૮૬૫

મા "પારસી ચીફ મેટ્રીમોનીયલ કોરટ"ના એક ડેલીગેટ નેમયા હતા ૧૮૮૪ મા એવણુને માસ્ટર ઓફ આર્ટસની અને ડોક્ટર ઓફ ફીલો-સોફીની માનવંતી પદવી આપી, દસ્તુરજીની પહેલવી ભાષાની કાબેલ્યતની કદરનામી કરી જરમનીની તયુબીનગત યુનીવરસીટીએ નવાજયા હતા આએ સનદ લેટીન ભાશામા છે. જેનો તરજુમો અંગ્રેજીમા નીચે પ્રમાણે છે —

"May God the Almighty bestow his blessings upon the following document —

In confirmity with the will of his majesty Charles king of Wurtemburg, with tne peimission of Lord Henry of Dogenkœb, Professor of Roman Law, Chancellor of the University of Jubingen, and of Lord Gustair of Kemelin, Professor of Political Economy, Vice Chancellor, and with the consent of Sir Hermam Alfred, L B, of Gutshmid Professor of History, Dean of the Philosophical Faculty, the Philosophical Faculty of the University of Tubingen is pleased to confer upon the very distinguished and learned Scholar Jamaspjee Minocherjee Jamasp Assana Esq High Priest of the Parsees of Bombay, the honorary degrees of Doctor of Philosophy and Master of the Fine Arts, in consideration of his great merits in Pehlvi literature as well as of the liberal merit which he displayed in forwarding to our Colleagues a great number of valuable Avesta Mss, not accessible since then to scholars By this document all rights and privileges connected with the degree of Doctor are granted to him

Tubingen the 8th dav of January 1884, under the seal of the Faculty of Philosopher ( signed ) Kennam Alfred, L B., Gutshmid Dean of Philosophical Faculty

૧૮૫૨ મા એવણુને લગનની મોતેબરી જાળવનારી મ ડળીના નાયબ સરનશીન ઠેરવયા હતા ઇ૦ સ૦ ૧૮૯૩ મા ચીકાગોમા ભરાયલી ' ઇન-ટરનેશનલ રીલીજીયસ પારલામે ટમા " બેસવાનું એવણુને ઇજન આવયુ હતુ અને તે કારોબાર મ ડળીના એક સભાસદ એવણુને ઠેરવવામા આવ્યા હતા એ કોનગ્રેસના અહેવાલના પહેલા દફતરમા પ્રો૦ બેરોઝે એવણુની જાગજા વખાણુ કરી છે એવણે કાઇક નહી તો લગભગ એકસો ઉપર વાયજો જુદે જુદે ઠેકાણે આપી હતી જે ખરી સાભળવા લાયકજ હતી ઇ૦ સ૦ ૧૮૭૦ ને તા૦ ૧૭ મી મારચને દીને એવણે જાતે મહારાણીના વડા દીકરા ડયુકને ઝદમા લખેલો દુઆનો કસીદો ભેટ કરયો હતો એ ઉપરાત આપણા મરહુમ રાજા એડવરડ સીક પડયા હતા, ત્યારે અને સારા થયા હતા ત્યારે અને લોરડમેયોનુ ખુન થયુ હતુ ત્યારે સભા અને જશનો એવણુનાજ પ્રમુખપણા હેઠળ થયા હતા એક વેળા કોઇ નીચ લોકોએ એવણુને પાડી નાખવાની કોશેશ કરી હતી પાછળથી પકડાતા એજ ઉમદા ખવાસના દસ્તુરજીએ તેઓને માફ કરયા હતા

મહારાણીજીની ડાયમ ડ જુબીલી વેળાએ પણ એજ દસ્તુરજીને હાથથી લખાયલો દુઆનો કસીદો મોકલવામા આવયો હતો એ મુજબ એ મરહુમ દસ્તુરજી પોતાની લગભગ સાડાછ દાહેડાની હયાતી દરમ્યાન અતી માન ભોગવી એવણ ઇ૦ સ૦ ૧૮૯૮ મા યાને ૧૨૬૮ યજદેઝર-દીના સાલમા ફુલ ગુજાર થયા હતા જે વખતે ખરેજ આખા મુબઈ શેહેરે એવણુની ખોટનો ગમ કરયો હતો અને દેશપરદેશથી મોટા વીદ-વાનો અને સકોલરોએ દીલાસાપત્રો અત્રે રવાના કરયા હતા તેમજ અત્રેના અને વીલાયતના પત્રોએ તેવણુની બજા તારીફ કરનારા લખાણો કીધા હતા

---

